## 'સૂચના.

1. વાપરવા સંબંધીની સૂચના જે છેવટે છે; તે પ્રથમ વાંચવાની છે.
2. આ નીચે જે શુદ્ધિપત્ર આપ્યું છે, તે પ્રમાણે ચોપડીમાં પ્રથમ સુધારો કરી લેવાનો છે.

---

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૧૬ | તે મુલકતે | તે મુલકને |
| ૧૪ | ૧૫ | ઉપપોગ | ઉપયોગ |
| ૨૦ | ૧૮ | એજ જાતનો | એક જાતનો |
| ૨૦ | ૧ | વિલાયતમાં | ઇંગ્લંડમાં |
| ૨૩ | ૩ | સાવિત્રાદેવીના | સાવિત્રીદેવીના |
| ૨૫ | ૧૯ | આયને | આયનો. |
| ૩૪ | ૮ | નરૂષ | નહુષ |
| ૩૭ | ૧૦ | માયો | માર્યો |
| ૪૧ | ૧૯ | સંગરી | સંઘરી |
| ૪૪ | ૧૧ | ચિંતામાં | ચિતામાં |
| ૪૫ | ૧૭ | =અણુ પિતા | અણુ=પિતા. |
| ૪૮ | ૨ | કાહડનાર | કહાડનાર |
| ૫૯ | ૨૦ | જાહેરવાળી | [illegible] |
| ૫૯ | ૩ | સંદેશો | |
| ૫૯ | ૮ | મોંઆવીઆ | |

| | | | |
|---|---|---|---|
| ૬૦ | | परलाके | परलोक |
| ૬૦ | ૧૭ | केह्लालम | कह्लोलमां |
| ૬૧ | ૧ | =તલાટી | =તળાટી |
| ૬૭ | ૧ | ધંધામ | ધંધામા |
| ૭૪ | ૪ | નળદમયંતીતે | નળદમયંતીને |
| ૭૪ | ૨ | उत्तराआन | उत्तरा अने |
| ૮૧ | ૭ | ઊંચાં | ઊંચા |
| ૯૭ | ૧૧ | વીલો | લીલો |
| ૯૭ | ૧૬ | એ રંગ | એ રંગી |
| ૯૭ | ૧૧ | મુખ | મ[illegible] |
| ૯૯ | ૧૩ | લખોએલી | લખાએલા |
| ૧૦૦ | ૫ | આટલાટિક | આટલાંટિક |
| ૧૦૦ | ૯ | વજરાયા | વપરાયા |
| ૧૦૨ | ૨ | પ્રસુપર | પ્રભુપર |
| ૧૦૨ | ૧૧ | વહોલવાળો | વહાલવાળો |
| ૧૦૫ | ૧૨ | પાવત્ર | પવિત્ર |
| ૧૦૫ | ૧૬ | ક્ષાણિક | ક્ષણિક |
| ૧૦૬ | ૧૪ | ગરૂડી | ગારૂડી |
| ૧૦૭ | ૩ | લોકોતે | લોકોને |
| ૧૧૦ | ૧૧ | આગળ એ | આગળ છે. કઠોળમાં એ |
| ૧૧૦ | ૩ | વગેરે કંદ, | વગેરે. કંદ, |
| | ૪ | બિમારી સ્નાન | બિમારી સ્તાન |
| | ૧ | કાંટાળી | કટાળી |

# "ત્રિવેદિ વાચનમાળા.

## ચોથા પુસ્તકની સમજુતી"

### પાઠ ૧ લો.

મહારાજા ખંડેરાવ ગાયકવાડ.

**ગાયકવાડ**=મરાઠા રાજવંશી અટક.

**બળવો**=બખેડો, ફિસાદ, તોફાન.

**બંડ**=હુલ્લડ, બળવો, તોફાન.

**મચાવ્યું**=જોરભેર તોફાન ચલાવ્યું, જમાવ્યું.

**અસર**=નિશાની, ફળ.

**કીમતી**=મોંઘી, ઝટ ન મળી શકે એવી.

**અમૂલ્ય**=જેની કીમત ન થઈ શકે તેવી, ઉત્તમ.

**બહુ માન**=ઘણું માન.

**મોરચલ**=મોરના પીંછાંના પંખાની જોડ ભેટ આપવી તે.

**ઓખામંડળ**=(ઓખાને અનિરૂદ્ધ પરણી એ જગ્યાએ લાવેલા તે ઉપરથી પડેલું મુલકનું નામ.)

**વાઘેર**=કાઠિઆવાડના લોકની એક જાત.

**સહાયતાથી**=મદદથી.

**ન્યાયખાતામાં**=ન્યાય સંબંધી કામ કરનાર ભાગમાં.

**વ્યવસ્થિત**=રીતસરનું, સારા બંદોબસ્તવાળું.

ખાસ કરીને=જરૂરની કે
મુદ્દાની બાબતમાં.
'સેટલમેંટ'=નક્કી સમાધાની,
જ 'નનું માપ અને કર
નક્કી કરનાર.
મર્દાની=મરદને શોભે એવી.
શોખ=ઉમંગ, ઇચ્છા, મઝા.
કવાયતમાં=લશ્કરી તાલીમમાં,
યુદ્ધ કળામાં.
સાલમાં=વર્ષમાં.
(ખ્રિસ્તી વર્ષમાં.)
આબાદ=ચઢતી, સુખી.
સંતુષ્ટ=સંતોષી, રાજી,
આનંદી.
દબદબો=પદવીને શોભિતો
ભભકો, દમામ.

---

"ખંડેરાવ મહારાજાએ બહુ ઉમદા રાજ્ય ચલાવ્યું હતું, અને ખાસ કરી લડાયક શકિત તેમનામાં બહુ હતી. એમનાં રાણી શ્રી જમનાબાઇએ જ હાલના સયાજીરાવ મહારાજાને ગાદીએ દત્તક લીધા હતા. ઇ. સ. ૧૮૭૫ માં."

---

## પાઠ ૨ જો.

### અતિલોભ તે પાપનું મૂળ.

અતિલોભ=ઘણો લોભ, ઘણી
આશા, ઘણી લાલચ.
મૂળ=મૂળિયું.
'અતિ લોભ તે પાપનું
મૂળ'=ઘણા લોભથી
હોય તે પણ જાય છે,
એટલે ઉલટું દુઃખ ...
પડે છે ને તેથી
કરાય છે.

**પરસ્પર**=માંહોમાંહે, એક બીજા વચ્ચે.

**દરિદ્ર**=ગરીબ, પૈસા વગરના.

**સાલતી**=ખૂંચતી.

**અરણ્યે**=જંગલમાં.

**સહિત**=સાથે.

**સુકર**=સવડવાળું, સહેલથી કરાય એવું.

**સુગમ**=સવડવાળું, સહેલથી કરાય એવું.

**ખરે**=ખરેખર.

**કાંટાવાટે**=કાંટાની વાડ ઉપર, કાંટાથી ભરેલા રસ્તા ઉપર.

**તૃણ**=ઘાસ

**સુખદ**=સુખ આપનાર.

**હા**=છે.

**બંધુમાં**=ભાઇઓમાં, ભાઇ બંધોમાં.

**ધનવિણ**=ધન વગર.

**સરળ**=સીધુ, સહેલું.

**દ્રવ્ય**=ધન.

**ઉજ્જયિની**=માળવાની રાજધાની.

**વિશુદ્ધ**=વધારે ચોકખા.

**સ્નાન કરી**=નાહી.

**મહાકાળેશ્વરને**=શિવની મુખ્ય બારપિંડીમાંની એક પિંડીને,એ નામના મહાદેવને.

**યોગીના**=સમાધિ ચઢાવનારાના, તપસ્વીના.

**સિદ્ધિવાળી**=મોટાઈવાળી, ધાર્યું પાર પાડે તેવી.

**વાટ**=પૈંડા પર ચઢાવાતો લોખંડ કે રબરનો પાટો. (આ જગ્યાએ એવો નાનો પાટો.)

**હિમાલય**=હંમેશાં બરફ રહેતી જગ્યા, એ નામનો

હિંદની ઉત્તરે મોટો પર્વત છે.

**દળદર**=દરિદ્રતા, ગરીબાઇ,

**ફીટશે**=ફીટીજશે, જતી રહેશે,

**ખાણ**=જમીનમાંનો કોઠાર, જમીનમાં રહેલો ભંડાર.

**તદ્દન**=જરાએજરા, સમુળગુ.

**સુવર્ણ**=સોનું.

**બ્રાહ્મણ સુત**=બ્રાહ્મણનો છોકરો.

**રત્ન**=એક જાતનું જવાહીર, ચળકતો કીમતી પદાર્થ.

**ચક્કર**=ચપટો ગોળ ફરે તેવો વાટ જેવો આકાર.

**મુખમુદ્રા**=મોંનો દેખાવ, મોંની સિકલ, ચહેરો.

**કરમાઇ**=સૂકાઇ, ઉતરી, ઢીલી, નરમ.

**છાતીફાટ**=છાતીફાટી જાય તેમ.

**રોયો**=રડયો.

**કુબેર ભંડારી**=દેવોનો એ નામનો ભંડારી.

**ખજાનો**=ભંડાર, ધન મૂકવાની જગ્યા.

**અત્યંત**=ઘણુંજ, બહુજ.

**ઝુડની**=ન છુટે એવી પીડાની; બલાની.

**માફક**=પેઠે.

**કહેતાવારને**=કહેતાની. સાથેજ.

**વળે**=સુધરે, પાકે.

**હદપાર**=હદ વગરનું.

**પ્રાપ્ત**=પેદા, મળવું.

**વર્જો**=છોડો, તજો, મૂકો.

**કામના**=ઇચ્છા.

**હદમાં**=સીમામાં, બની શકે તેટલામાં.

**અતિલોભિષ્ઠ**=ઘણું લોભીપણું.

**ચક્ર**=( દુ:ખનું ) ચક્કર.

ભમે=ભમ્યા કરે, ફર્યા કરે.

"બની શકવા જેવું હોય તેનીજ ઇચ્છા કરવી, હદપારની ઇચ્છા એ ઉલટું હોય ને કરતાં પણ વધુ દુઃખ આપે છે."

---

## પાઠ ૩ જો

### મહારાણા પ્રતાપસિંહ.

### ભાગ ૧ લો.

**રાણા**=કુળવાન રજપૂત રાજા.

**સિસોદીઆ**=રજપૂતની એક જાત, બાણુ મારવામાં ઉત્તમ રજપૂતની એકજાત, સિસોદીય કુળના રજપૂતો.

**ઉદેપુર**=માળવાથી ઉગમણુ એ નામનું દેશી રાજ્ય છે તેમાં એ નામનું શહેર છે.

**મેવાડની**=ઉદેપુરનું રાજ્ય તેજ મેવાડનું રાજ્ય તેની.

**ઓદ્ધા**=પદવી, દરજ્જા, હોદ્દા.

**સંબંધ**=જોડાણ.

**પક્ષમાં**=પાંખમાં, તરફમાં,

**જોધપુર**=એ નામનું રાજ્ય ને તેની રાજધાની, જોધપુર મારવાડના નામથી ઓળખાય છે.
(મારવાડી વાણીઆ ત્યાંના છે.)

**બિકાનેરના**=રાજપૂતાનામાં એ નામનું રાજ્ય ને તેની રાજધાની છે તેના.

**નમ્યું**=નમતું.

**ખૂંચતી**=સાલતી, ખુંચ્યા કરતી.

**અપમાનનું**=તિરસ્કારનું, ધિક્કારનું.

**તક**=પ્રસંગ, વખત.

**માનીતો**=વહાલો, પોતાનો માનેલો.

**સોલાપુર**=મહારાષ્ટ્રમાં એ નામનું રાજ્યને તેની રાજધાની છે.

**મહેમાનગીરી**=પરોણા ચાકરી, આદર સત્કાર.

**'સાથે બેસીને જમવાની ના કહી'**=સાથે બેસીને ન જમવા બદલ માથુ દુ:ખવાનું બહાનું કાઢયું.

**સલીમ**=અકબરનો પાટવીપુત્ર. અકબર પછી જહાંગીર થયો તેનું નાનપણનું નામ.

**મુગલ**=મુસલમાનની એક જાત, તુંર્કસ્તાનના એક ભાગના મૂળરહીશ, સાદા મુસલમાન,
(કેટલાક એને લાંઠ કહે છે.)

**શૌર્ય**=બહાદૂરી, શૂરાતન.

**દેશાભિમાન**=દેશ માટેની લાગણી, દેશનું અભિમાન.

**'પાછી પાની કરે'**=પાછું પગલું ભરે, પાછળ હઠે.

**હલદી ઘાટ**=એ નામનું મેદાન. (અરવલીના ડુંગરની તળેટીમાં આથમણું આવેલું છે.)

**'અરવલીના ડુંગરોમાં'**=આબુની ઉત્તરેથી છુટા છુટા ડુંગરોની હારનું નામ તેમાં.

**ઘોર**=ભયંકર.

**સંગ્રામને**=લડાઇને, યુદ્ધને.

**વીરા**=ભાઈ.

**તાતી**=તાજી, તરતની પાણી પાએલી.

**'હર હર હર'**=શિવ શિવ શિવ

**નાદે**=અવાજે.

**ઘૂમતા**=ચોમેર મહાલતા.

**અરિનો**=શત્રુનો.

**સંહાર**=નાશ.

**રણધીરા**=લડાઇમાં ધીરજ વાળા.

**હે**=અરે.

**શણગાર**=ઘરેણાં.
**ગુલામ**=ખરીદેલો ચાકર, ઢોરની પેઠે વપરાતો માણસ.
**પરાધીન**=પારકાને તાબે.
**નામ**=કીર્તિ, આબરૂ.
**ઝળકાવો**=ચળકાવો, સારી રીતે વાપરો.
**તમ**=તમારાં.
**ઘૂમો**=મચો, મહાલો.
**રાણા સાથે**=પ્રતાપરાણા સાથે.
**ફોજનાં**=લશ્કરનાં, સેનાનાં.

---

## પાઠ ૪ થો.

## મહારાણા પ્રતાપસિંહ.

### ભાગ ૨ જો.

**છલંગ**=કૂદકો, ફાળ.
**નાગી તલવાર**=ખુલ્લી તલવાર, ઉઘાડી તલવાર. ખોગીર કે મ્યાન વગરની.
**તલવારનો સ્વાદ**=તલવારની મઝા કે લહેજત.
**ભોંય ભેગા**=ભોંય સાથે.
**ભોંકાયા**=ભોંકાયા, ખોસાયા, પેઠા.
**દેશનીખાતર**=દેશને માટે.
**ઘાયલ**=ઘાવાળુ, જખમવાળુ.
**રણક્ષેત્ર**=લડાઇની જગ્યા.
**ફૂલપાટ**=પુરેપુરા જોરમાં, ભરપૂર જોસમાં
**ભાષામાં**=બોલીમાં.
**ઉદ્ધાર**=સમારવું, તારવું, હતું તેવી હાલતમાં લાવવું.
**પ્રતિજ્ઞા**=પણ, ટેક, વચન.
**ભ્રાતૃપ્રેમ**=ભાઇ પ્રત્યેનો પ્રેમ.
**દેશપ્રેમ**=દેશ પ્રત્યેનો પ્રેમ.
**તમ્મર**=ચકકર, ભમ્મર, ચકરી.

નિમકહલાલ=મીઠા જેવી નજીવી ચીજનો પણ બદલો વાળનાર, ખાધેલાંનો બદલો વાળનાર, વફાદાર, ઉપકાર ન ભૂલનાર.

ચેતકકા=ચેતકનો.

ચબુતરા=ઊંચા ઓટલા જેવી ચોરસ બેઠક, ચોતરો.

---

## પાઠ ૫ મો.

### મહારાણા પ્રતાપસિંહ.

### ભાગ ૩.

કમલમેર=ઉદેપુર મોગલના હાથમાં જતાં પ્રતાપે ડુંગરાના ભાગમાં બનાવેલી રાજધાની.

જંપવા=ઠરવા, સુખથી બેસવા.

આફતો=મોટાં દુ:ખો, મોટી પીડાઓ, મોટી હરકતો.

એબ=ઝાંખ, ખામી, નાનમ, કલંક, બટ્ટો.

બનાવટી=ખરો નહિં તે, તર્કટી, ગોઠવેલો.

ખાતરી=સાબીતી, નક્કી.

ઉશ્કેર્યો=ચડાવ્યો, પાણી ચડાવ્યું, જગાડયો.

વીરને=બહાદુરને.

આપત્તિમાં=આફતમાં.

ધૈર્ય=ધીરજ

'નેથી ચલાવી'= તેવડે નિભાવી, તેવડે ચાલે તેમ કરી.

સાધે છે=પાર પાડે છે. પુરૂં કરે છે.

કદા=કદી, કોઇવખત.

પોઢે=સૂવે.

ભાજી=લીલી ને કુમળી શાક કરવા લાયક વનસ્પતિ.

મિષ્ટ=મીઠાં, ગળપણને લીધે સ્વાદવાળાં.

જમણો=ભોજનો.
કંથા=ફાટયુ તૂટયુ લુંગડું, ફાટેલીને જોડી ધાબળી કે કામળી.
દિવ્ય=સુંદર, ભપકાદાર, રળિઆમણાં.
ચળે=ખસે.
'જનો ધીરા દુ:ખે નવડરિ સુખોથી નવ ચળે'=ધીરા જનો દુ:ખથી નહિ ડરિ જઇ, સુખો મળવાથી ચળે નહી.
( એટલે ધારેલા મુદ્દાથી ખસે નહિ. )
વિપરીત=ઉલટી, સામી, તદ્દન નહિં ફાવે તેવી.
દશા= સ્થિતિ, હાલત.
અતિકંગાલ=ઘણીજ ગરીબ.
ઝીલી લેવા=ઉઠાવી લેવા, બોલ પ્રમાણે તરત કરવા.
ખડા=બોલ પ્રમાણે તૈયારી કરવા.
સાંસા=વાંધા. ફાંફાં, તંગી.
દુર્દશા=ખરાબ હાલત.
પીગળે=પીગળી જાય, તદ્દન ઢીલુ થઇ જાય.
વજીર=પ્રધાન, રાજાને સલાહ આપનાર.
દોલત=ધન, માલ, મિલ્કત.
નિભાવી=ચલાવી, ટકાવી.
આત્મભોગ=જીવનો ભોગ, (જીવવાનાં તમામ સાધનનો ભોગ થતાં જીવનનો ભોગ થાય છે)
જમાવ્યું=એકઠું કર્યું.

---

"પ્રતાપ રાણામાં દેશાભિમાન, સ્વતંત્રતા, જાતિ અભિમાન, અને ઉત્તમ ચારિત્ર રગેરગમાં જામ્યાં હતાં. તેથીજ છેવટ સુધી વિપરીત દશા નિભાવી હતી. ખરેખર રજપૂતોમાં

શુધ્ધતાના બીજ રુપેજ પ્રતાપ હતા.

પૃથ્વીરાજમાં પણ જાતિ અભિમાન હતું, તેથીજ પ્રતાપને ચળી જતાં અટકાવી ઉશ્કેર્યો હતો.

ખરેખરી દેશદાઝ ભામાશાએ આત્મભોગ આપી બતાવી હતી.

જે મુલકમાં પ્રતાપ-સિંહ, ભામાશા, અને શૂરા બાવીશ હજાર રજપૂતો તથા પૃથ્વીરાજ જેવા નરો રત્નરૂપે પાકયાં હોય, તે મુલકને ધન્ય છે

ગુલામ થતાં મનુષ્ય-પણું નાશ પામે છે, તેમ ત્યાગ અને ઉત્તમ ચારિત્ર વિના ગુલામી જતી નથી.

જેનું ચારિત્ર ઉત્તમ હોય છે તેને સર્વ મળી આવે છે."

---

## पाठ ६ ठ्ठो,

### विद्या.

मुक्तावे=છોડાવે, મુકાવે.

माग=માર્ગ, રસ્તો.

'मुक्तावे माग'=ભીડ હોય કે રસ્તે અડચણ થતી હોય તે છોડાવે, લોકો નમન કરી માર્ગ કરી આપે. (ટુંકમાં વિદ્યાવાળાને સવડ મળે.)

वान=શરીર.

(વિદ્વાનનું શરીર શોભે, સૌ તેના ભણી જુએ.)

नृपति=રાજા.

नामे=નમે, નમન કરે.

विवेक=ખરૂં ખોટું સમજવાની શકિત, ડહાપણ, લાયકી.

विमळ=ચોકખી.

वाणी=બોલી.

वश=તાબે.

विश्व=દુનિયા, પ્રભુનું બનાવેલું સર્વ.

मोहिनी=મોહ પમાડનારી, માયાવી, મનનું ખેંચાણ કરનારી.

सद्विद्या=સાચી વિદ્યા.

वडुं=મોટું, ચઢતું.

कशुं=કંઇ પણ.

'धनकशुं'=વિદ્યા આગળ ધન કંઇ પણ ગણતરીમાં નથી.

विहीन=રહીત, વગર.

पंडित=ઘણું ભણેલો, ડાહ્યો.

मूढ=મૂર્ખ, કંઇ સમજે નહિ તેવો.

हंस=એક જાતનું પક્ષી, બ્રહ્માને સરસ્વતીનું વાહન, મોતીનો ચારો ચરનાર પક્ષી, ચોકખું દૂધ જુદું પાડી પીનાર પક્ષી.

बगा=બગલો.

कोकिल=કોયલ.

कगा=કાગડો.

राय=રાજા, બહુ પૈસાદાર, બળ વાળો.

रंका=ગરીબ, પૈસાવગરનો, બળવગરનો,

सिंधु=દરિયો, સમુદ્ર.

टंका=ટાંકુ, પાણી ભરી રાખવાનું સોયરૂં.

प्राक्रमी=જાત બળથી જીતનાર, શૂરવીર.

शिर=માથુ.

मोर=આગળ પડતો, શ્રેષ્ઠ, દાવ જીતનાર.

चोर=ચોરજેવો, આબરૂ વગરનો.

---

"વિદ્યા ઘણી જાતની છે તેમાં આત્મવિદ્યા

એટલે આત્મા પરમાત્માની વિદ્યા, અને બ્રહ્મવિદ્યા એટલે જીવવાને માટેના ધંધાની વિદ્યા, આ બે વિદ્યા સૌથી શ્રેષ્ઠ છે. વિદ્યાવાળાને સર્વ મળે છે. દરેક માણસે વિદ્યા જાણવાની જરૂર છે."

---

## પાઠ ૭ મો.

### હાથી ભાગ ૧ લો.

**હાથી**=સૌથી મોટું પશુ, પશુનો સરદાર, સૂંઢ હાથની પેઠે વપરાય છે માટે હાથી.

**દેશીરાજ્યોનાં**=દેશનાજ રહેવાસી રાજા વાળાં રાજ્યોનાં.

**એશિઆ**=પૃથ્વીપરની જમીનના પાંચ મોટા ભાગોમાંનો એક, જેમાં હિંદુસ્થાન વિગેરે દેશો આવેલા છે તે.

**આફ્રિકા**=એશિઆ જેવો ભાગ, જેમાં નાતાલ વગેરે દેશો આવેલા છે તે.

**કાળાશ પડતો**=સહેજ કાળા રંગને મળતો.

**ભારે**=ઘણા વજનવાળું, ભાર વાળું.

**સૂપડા**=ઝાટકવાકે ઉપણવાના કામમાં લેવાતું વાંસ કે પતરાં વિગેરેનું સાધન.

**રણશીંગડું**=યોધ્ધાને શૂર ચડાવવા વપરાતું શીંગડાના આકારનું વાજું.

**ચુંટી**=હાથના અંગુઠાને તેની જોડની બે આંગળીના ટેરવાની મદદથી તોડવું તે.

**નસકોરાંમાં**=નાકના કાણામાં.

**બ્રહ્મદેશ**=હિંદની પૂર્વમાં રંગુન આવ્યું છે તે દેશ.

**લંકામાં**=હિંદની દક્ષિણે આવેલો જામફળના આકારનો મોટો બેટ (જેમાં તેજનના પાક છે તે.)

**'હાથીના ચાવવાના જુદા ને બતાવવાના જુદા'**=હાથીના જેમ ચાવવાના દાંત જુદા ને લોકોને બતાવવાના જુદા, તેમ કોઇ માણસ કહે કંઈ ને કરે કંઇ.

**ચૂડા**=લાલ કે ધોળો ઘણીવાળી સ્ત્રી હાથે પહેરે છે તે, થર.

**ડોલતો ડોલતો**=ઝુલતો ઝુલતો.

**ગજગામિની**=હાથીની પેઠે ચાલનારી.

---

# પાઠ ૮ મો.

## હાથી.

### ભાગ ૨ જો.

**પાયદળ**=પગે ચાલનારું લશ્કર.

**સેનાનાં**=ફોજનાં, લશ્કરનાં.

**અંગ**=ભાગ, અવયવ.

**બેઠક**=બેસવાની મોટી જગ્યા.

**હોદ્દો**=ઊંચી બેસવાની મોટી જગ્યા.

**અંબાડી**=હાથી ઉપર બેસવા માટે બનાવેલી બેઠક.

**અંકુશ**=ધાક, ડાબ, હાથી ચલાવનાર માવતનું હથીઆર.

**લમણાંમાંથી**=કાન અને આંખ વચ્ચે આવેલા ભાગમાંથી.

મદ=જુવાનીમાં ઝરતો સુગંધીદાર ચીકણો રસ (જેનાં મોતી પણ બને છે.)

માતેલો=જાડો, લોહી માંસથી પુરેપુરો ભરેલો, ગર્વથી છકેલો.

મળતાવડું=સૌ સાથે હળી જાય તેવું, માયાળુ.

ઉપકાર=પાડ, આભાર.

દુઃખાનું=હરકતનું, દુઃખનું.

કેળવવો=શીખવવો, ભણાવવો

રમતીઆળ= રમતનાજ ધ્યાનવાળો.

શિક્ષક=શિખામણ આપનાર, માસ્તર, મહેતાજી, ગુરુજી.

મન ઘાલો છો= ચિત્ત પરોવો છો.

સિંહલદ્વીપ=લંકાબેટ.

'ભારે અવાજ'=મોટોઅવાજ.

ચોંક્યો=બીધો, ભડક્યો.

મુશીબતે=ઘણી મહેનતે, મુશ્કેલીએ.

ચમકે છે=બીએ છે, ડરે છે, ચોંકે છે.

શાણું=ડાહ્યું.

સમજુ=સમજદાર.

---

"હાથી પશુઓમાં મોટો સરદાર ગણાય છે. છતાં ડહાપણ અને સમજ એ બે એનામાં ખાસ રહેલાં છે. હાથી વગર સવારી શોભતી નથી."

---

## પાઠ ૯ મો.

### પાણી.

### ઉપયોગ અને કાર્ય.

### ભાગ ૧ લો.

ઉપયોગ=વપરાશ, ખપ, જરૂર.

**કાર્ય**=કામ.

**વાદળીનાં**=દરિયાઇ એક જાતનાં જીવડાંએ ઝીણાં કાણાંવાળુ બનાવેલું રહેવાનું ઘર.

(ડાકટર લોકો પાણી ચૂસી લેવાના કામમાં ખાસ વાપરે છે.

**બેઠો છે**=ઠર્યો છે.

---

# પાઠ ૧૦ મો.

## પાણી.

## ઉપયોગ અને કાર્ય.

## ભાગ ૨ જો.

**કટ્ટો**=ઘણોજ આકરો, પક્કો, પુરેપુરો.

**છિદ્રાળુ**=કાણાં કાણાંવાળી.

**ચોળીને**=મસળીને, ડાબીને, હાથ ઘસીને.

**થર**=પડ, એકજ જાતનો થોડો ઊચો ભાગ.

**ખરાબા**=પત્થરવાળા ટેકરા.

**ગંગા**=કાશી આગળ થઇને વહેતી મોટી પવિત્ર નદી.

**ગોદાવરી**=ત્રંબકેશ્વરથી નિકળી પૂર્વમાં વહેતી મોટી નદી.

(જેની બાર વર્ષે જાત્રા આવે છે તે)

**કૃષ્ણા**=દક્ષિણ મહારાષ્ટ્રમાંથી નિકળી પૂર્વમાં વહેતી એ નામની નદી.

**ટાપુ**=બેટ.

**ફાટ**=ચીરા.

**વરસોવરસ**=દર વર્ષે.

**ખીણ**=બે ડુંગરની વચ્ચે આવેલો સાંકડો પટ્ટી જેવો ભાગ.

**પ્રવાહ**=રેલો.

---

"પાણી પાતળું, પ્રવાહી, પારદર્શક, સ્વાદ વગરનું, સાફ કરનાર,

અને જીવાડનાર તથા રંગ વગરનું છે. છતાં પૃથ્વી પર જમીન કરતાં ત્રણ ગણું રહેલું છે. જો હવા વિના માણસ વિગેરેને ચાલે તો પાણી વિના ચાલે, માટે હંમેશાં ચોકખું પાણી સ્વાદ વગરનું પીવા માટે કાળજી રાખવાની છે. જંગલના મુલકનાં પાણી ખરાબ હોય છે. ઈંગ્લાંડ વગેરે દેશો વેપારના કામમાં પાણી વડેજ ફાવ્યા છે."

---

## પાઠ ૧૧ મો.

### ગરૂડ.

ગરૂડ=પક્ષીનો રાજા, કૃષ્ણનું વાહન, ગડધન.

ઘુવડ=રાત્રે દેખેને દિવસે ન દેખે એવી આંખવાળું પક્ષી.

(કહેવાય છે કે ઘુવડ માણસના પેઠે રાત્રે બોલી અપશુકન કરે છે એનો વેરી કાગડો છે.)

સમડી=તીક્ષણ નજરવાળું પક્ષી, ચકકરમાં ફરી બહુ ઉડનાર પક્ષી.

ગીધ=જબરી ચાંચવાળું સમડી કરતાં મોટું બેડોળ પક્ષી.

પંજા=આંગળાંવાળો શરીરનો ભાગ.

દાખલા=સાબીતી, પુરાવા.

મોજુદ=હાજર, હયાત.

તરાપ=એકદમ ધસારો કરવો તે, ઝપટ લગાવવી તે.

તીક્ષણ=ઘણી તેજવાન, ચપળ, ચાલાક.

સડપ=ઝડપ, ઝટ.

દાંત બેસાડયા=દાંત પેસાડયા
ખો=ખરાબ ટેવ.
પરિણામે=છેવટે, આખરે.
ગરદનનો=( આ ઠેકાણે ડોકાનો. )
ચકચકિત=સાફ ચોકખી ચળકતી.
જોડકામાં=સ્ત્રી પુરુષની પેઠે જોડામાં.
અજબ=નવાઇ પમાડે તેવી.
દિવાલ=ભીંત.
ગાળો=ફાંસો.
સપડાઇ=દાવપેચમાં ફસાઇ કે ઘેરાઇ.
ગુંગળાઇને=અકળાઇને, ગભરાઇને, શ્વાસ ન લેવાઇને.

---

" ગરુડ આકાશનો રાજા છે, એટલે ગરુડ પક્ષીનો રાજા છે. ગરુડ, ઘુવડ, સમડી, ગીધ એ ખાસ માંસાહારી પક્ષી છે. ગરુડનું રહેઠાણ પર્વત ઉપર હોવાથી આપણા જોવામાં ભાગ્યેજ આવે છે. અમેરિકાના બ્રાઝિલ દેશમાં થાય છે. કૃષ્ણ ભગવાનનું વાહન ખાસ ગરુડ મનાએલું છે. સાપનું તો જડમૂળજ કાઢે છે. માંસાહારી પ્રાણીમાં લુચ્ચાઇનો ભાગ વધારે હોય છે."

---

## પાઠ ૧૨ મો.

### વહેમ.

વહેમ=ખોટો વિચાર, શંકા, સંદેહ, દગદગો.
છે કે ની?=છે કે નહિ ?

**ક્રીકાને**=નાના છોકરાને, એ નામના છોકરાને.

**કરડી**=આકરી, સખત.

**સખ્ત**=કરડી, આકરી.

**વેરીલા**=વેરવાળા. ઝેરવાળા, દુશ્મનાઇ વાળા.

**ખારીલા**=ખારવાળા. કિન્નાવાળા, અદેખા.

**હરડે**=ઓષડમાં વપરાતું એક જાતનું ફળ.

(એ ઘણી જાતની આવે છે જે બાળકની મા મરી ગએલી છે, તેની મા હરડે કહેવાય છે, એટલે બાળકના તમામ રોગનો નાશ હરડે કરી શકે છે.)

**માત્રા**=ઘણી ચીજો મેળવીને બનાવેલી સખત દવા.

(ઘણી જાતની આવે છે.)

**ચકલે**=ચાર રસ્તા ભેગા થતા હોય એવી ખુલ્લી જગ્યા જ્યાં હોળી સળગે તે જગ્યા.

**ઉતાર**=રોગીના ઉપર અમુક ફળ કે પદાર્થ ઉતારી ચકલે મૂકવાની ચીજ.

**'કાગનું બેસવું ને તાડનું પડવું'**=તાડ પડવાનો થયો હોય તેજ વખતે તે ઉપર કાગડો આવીને બેસે, તેથી કાગડાના ભારથી તાડ પડયો એમ માનવું.

(બે જોગ સાથે આવ્યા તે.)

**દીલ**=શરીર.

**'બધી દોરી ઇશ્વરના હાથમાં છે'**=ઇશ્વર જાણે મદારી અને આપણે બધાં પ્રાણી તેનાં રમકડાં છૈએ. તેથી ઇશ્વર જેમ નચાવે તેમ આપણે નાચવાનું છે.

(દોરી એટલે સંધાણ કે જોડાણ કરનાર બાબત.)

**મંદવાડ**=માંદગી.

**શુકનની**=સારૂં નબળું થવાની નિશાનીની.

**ફરકી**=કંપી, ધ્રુજી, થરકી.

**આરંભીએ**=શરૂ કરીએ.

**'મંછા ભૂત ને શંકા ડાકણ'**=મનની ઇચ્છા તેજ ભૂત છે અને વહેમ તેજ ડાકણ છે.

**ભૂત**=સંસારની કોઇ બાબતમાં જીવરહી જવાથી મર્યા પછી જીવ ભટકયા કરે તે.

**પ્રેત**=ઘણો ખરાબ ભૂત કે ઝોડ.

**ડાકણ**=મેલી વિદ્યા જાણનારી સ્ત્રી, સ્ત્રી જાતિનું ભયંકર ભૂત.

**દૃઢ**=મજબુત, ખસે નહીં એવું.

**ધુતારા**=ઠગારા, છેતરીને લઇ જનારા, મોહપમાડી લઇ જનારા.

**ગમે તેમ**=ફાવે તેમ.

**ભોળાં**=લુચ્ચાઈ વગરનાં, ચોકખાં મનનાં, સાદાં.

**ચેતાવું છું**=આગળથી સમજાવું છું.

**વર્તીશ**=ચાલીશ.

---

**"ભૂત ડાકણ વિગેરે દુનિયામાં કંઇજ નથી, પણ મનના નબળાપણાથી એ સૌ જણાય છે, માટે એવા વહેમ લાવી મનને નબળું બનાવવું નહિ. જેમ જેમ મન નબળું બને છે. તેમ તેમ ભૂત ડાકણ વિગેરેની માન્યતા વધતી જાય છે."**

---

## પાઠ ૧૩ મો.

## ગાયકવાડ સરકારની મુલકગીરી.

**મુલકગીરી**=પોતાના તાબાના મુલકમાં કર લેવા આમ તેમ ફરવું તે.

**મહીકાંઠામાં**=મહી નદીના કાંઠાપર આવેલા મુલકમાં.

**મુકરર**=નક્કી કરેલી, ઠેરવેલી.

**ખંડણી**=ઉપરી રાજાને નાના રાજાઓ દર વરસે ઠેરવ્યા પ્રમાણે જે કંઇ ભરે તે.

**મરાઠાઓ**=મહારાષ્ટ્રના લડાયક રહીશો.

**ધારણ કરી**=પકડી, રાખી.

**વિશેષ**=વધારે.

**સમર્થ**=વધારે બળવાન.

**'બીજો પરચુરણ ખર્ચ'**=ખંડણી સિવાય, પાણી હુક્કા વિગેરેનો ખર્ચ.

**બ્રિટિશ હિંદુસ્તાન**=અંગ્રેજ સરકારના સિધા વહીવટમાં આવેલું હિંદુસ્તાન.

**માર્કવેસ**=એજ જાતનો ઇલ્કાબ (જાગીરદારને અપાય છે.)

**ઑવ્**=નો, ની.

**વેલેસ્લિના**=વિલાયતમાં એ નામના પરગણાના.

**'માર્ક્વેસ ઑવ્ વેલેસ્લિના'**=વેલેસ્લિ નામના પરગણાનો જાગીરદારના.

**અમલમાં**=ઉપરિપણા નીચે હકુમતમાં.

**ઠાકોરો**=છેક નાના રાજા, દરબારો.

**સુલેહ ભરી**=સલાહથી ભરેલી, તકરાર વગર.

**હિતકારક**=ભલું કરનાર.

**કર્નલ**=લશ્કરી નોકરોમાં અપાતો એ નામનો હોદ્દો છે.

**વૉકર**=એક અંગ્રેજનું નામ છે.

**વ્યવસ્થા**=ગોઠવણ.

**પ્રયત્ન**=મહેનત.

**સ્વાર્થ**=પોતાનો લાભ.

'આની ખાતરી'=આ વ્યવસ્થાનો ભરોસો.

પડાવી=પટાવી કે બળજોરીથી લઇ લેવું.

નિઃસ્વાર્થ=પોતાના લાભ વગરનું.

તજવીજથી=તપાસથી, શોધથી, યુક્તિથી.

અમુક=મુકરર, ઠરાવેલી.

ગવર્નર=હાકેમ, ઇલાકાનો વડો હાકેમ, મોટો સુબો.

---

"અંગ્રેજ સરકારની મારફત મુલકગીરી લેવાની ઠરવાથી ગાયકવાડ સરકારને જે હરકતો પડતી હતી, તે સર્વ જતી રહી છે. ને ખંડણી ભરનાર તથા માલિક વચ્ચે ઉઘરાવનાર અંગ્રેજ સરકારનો સંબંધ વધારે જામ્યો છે."

# पाठ १४ मो.

## साहस,

साहस=જોખમ ખેડવું તે.

चलो=ચાલો,

जंग=મોટી લડાઇ.

ब्युगलो=લડાઇનાં વાજાંઓ.

याहोम=એકદમ આંધળીઆ થઇને પડવું તે, મરણીઆ થઇને પડવું તે.

आगे=આગળ ઉપર.

करमो=કામો.

ढील=વાર, આળસ, ખોટાઇ, ઠંડાસ.

शंका=વહેમ.

हामने=હિંમતને.

खाळे=અટકાવે.

हाजे=હજુ.

आवियो=આવ્યો.

दिन=દિવસ.

गाळे=વિતાડે, જવાદે.
व्हानुं=ઓઠું, જુઠું કારણ, ઢોંગ.
सरे=થાય, પાર પડે.
अर्थ=લાભ, મુદ્દો.
को=કોઈ.
काळे=વખતે.
झंपलाववाथी=એકદમ વિચાર કર્યા વગર ઉછળી પડવાથી.
सिद्धि=સાબીતી.
साहसे=સાહસ વડે.
बंध=બાંધી મુકનાર ખોટા રિવાજ.
झट=એકદમ, તરતજ.
जमे=એકઠા થાય, ભેગા થાય.
लाखो=એક લાખ નહિ પણ ઘણા લાખ.
पाखंड=ઢોંગ, ફેલ.
ब्रह्मरस= પ્રભુ સંબંધીના જ્ઞાનથી મળતી મઝા.
नर्मदादेश=નર્મદનો આદેશ, નર્મદ કવિનું ફરમાન કે બોધ.
भागे=નાસી જાય.

"આ દુનિયામાં કોઇ પણ મોટું કામ જોખમ ખેડયા વિના થતું નથી. જોકે સાહસથી કેટલીક વખત બહુ નુકસાન થાય છે, પરંતુ છેલ્લે સરવાળે તેમાં મોટા લાભજ થાય છે. સાહસ શરૂ કર્યા પછી નામર્દાઇ બતાવાય તેટલું વધારે નુકસાન થાય છે.

---

## પાઠ ૧૫ મો.

### સાવિત્રી ને સત્યવાન્.

### ભાગ ૧ લો.

पूर्वे=પહેલાં.

મદ્રદેશમાં=હાલના ભૂતાનના એક ભાગમાં.

સાવિત્રાદેવીના= બ્રહ્માની સ્ત્રીના.

(બ્રહ્મા એટલે જગત્ બનાવનાર દેવ.)

પ્રસાદથી=મહેરબાનીથી કંઈ આપવાથી.

થવા માંડી=થવાની શરૂ થઈ.

'શાલ્વ નામના દેશમાં'=અયોધ્યા પ્રાંતમાં આવેલા એક જુના મુલકમાં.

તેજસ્વી=તેજવાળો.

ક્ષમાવાન્=ગુન્હાની માફી આપનારો.

સત્યવાદી=સાચું બોલી તે પ્રમાણે કામ કરનારો.

પ્રિયદર્શન=સારો દેખાવડો, વહાલથી જોવા જેવો.

છતાં=તોપણ.

દોષ=ખામી, ખોડ.

'નહીં કોદી શકે ખસી'=કોઇ દિવસ ખસી શકે નહીં.

વર્ષે=વરસ દહાડે.

ખૂટશે=ઘટશે.

'જીવવું આવિ ખૂટસે='જીવવાનું ઘટી આવશે. (એટલે કે મૃત્યુ થશે.)

'દોષ એક છતાં મોટો'=ખામી એકજ છે તોપણ તે બહુ મોટી છે.

ભર્તા=ભરથાર, પતિ.

વરને=પતિને, ધણીને.

આયુષ્ય=આવરદા, જીવન.

હોતે હો=જે છે તે ભલે હો.

પોરાયું=પરોવાયું, ભેરવાયું.

ચળે=ખસે.

મક્કમ=દૃઢ, કાયમ, અચળ.

શુભ=સારી, ભલી.

**આશિષ્**=આશીવાદ, ચોકખા મનથી ભલું થવા કહેવું તે.
**ચાહતાં**=ઇચ્છતાં, એક બીજા પર હેતરાખતાં.
**ફાળ પડી**=ધ્રાસ્કો પડ્યો, એકદમ ફિકર પડી.
**સાવચેત**=સાવધાન, જાગૃતિ, હુશિઆર.

---

# પાઠ ૧૬ મો,

## સાવિત્રીને સત્યવાન.

### ભાગ ૨ જો.

**ચહેન**=નિરાંત, આરામ, કળ, સુખ.
**કારમી**=ભયંકર.
**દેવતાઇ**=દેવલોકનો, મહાતેજ વાળો, અદ્‌ભુત.
**યમરાજા**=જમરાજા, ધર્મ-રાજા, પાપપુણ્ય જોઇ ન્યાય આપનાર.
**હર્યાં**=લઈ લીધા, હરણ કર્યા.
**મરણ ક્રિયા**=મૃત્યુ પછીની શ્રાદ્ધ વિગેરેની ક્રિયા.
**વા**=અથવા, કે.
**શ્રમ**=મહેનત.
**મીઠડા**=વહાલા, મીઠા.
**હરાયું**=ખેંચાયું, લઇલેવાયું.
**વર**=પસંદગીનું ફળ, ઇચ્છેલું આપવું તે, વરદાન.
**ભ્રષ્ટ**=ઉતરેલું, ખસીગયેલું.
**ક્ષણથી**=વારથી, વખતથી.
**નમ્ર**=નરમ.
**યાચવું**=નમનતાથી માગવું. દયાભાવથી માગવું.
**તથાસ્તુ**=તે પ્રમાણે થાઓ.
**ખરૂં**=ખરેખરૂં, સાચું.
**શ્રાંત**=શ્રમિત, થાકેલું,
**લેશ**=જરાપણ.
**ગતિ**=હાલત, સ્થિતિ.
**દાખવે**=દેખાડે, બતાવે.

મૃદુ=નરમ, કોમળ.
શત=સો.
ભાગો=મટાડો, ટાળો.
'શત પુત્ર થયે ભાગો'= સો પુત્ર થઇને. (તેહનું દુઃખ મટાડો.)
શ્રેય=કલ્યાણ.
સધાય છે=સાધી શકાય છે, પાર પાડી શકાય છે.
તુષ્ટ=સંતુષ્ટ, પુરેપુરો રાજી.
તાત=બાપ.
પતિ પત્નીએ=સ્ત્રી પુરૂષનાં જોડાંએ. દંપતીએ.

---

"સતી સાવિત્રીની ખરેખરી સાચી પતિભક્તિથી ધર્મરાજાએ પ્રસન્ન થઇ સત્યવાન્‌ને જીવતો કર્યો હતો. એ ઉપરથી જાણવાનું છે કે સત્યને તાબે સઘળુંજ છે. પ્રભુ પણ સત્ય આગળ નમે છે. ખરેખર છેવટે સત્યનોજ જય થાય છે. સતી સાવિત્રીનું વ્રત જેઠ સુદી ૧૫ એ પળાય છે."

---

## પાઠ ૧૭ મો.

### કાચ.

ચિમની=કેરોસીન એટલે ગ્યાસતેલ વગેરેના ઉપર મૂકાતી કાચની પહોળી ટુંકી નળી.
હાંડી=દીવો મૂકવાનું કાચનુ લટકતું સાધન.
તકતા=જડેલા કે મઢેલા ફોટા કે છબીઓ.
ઝુમ્મર=દીવાનો ઝુમખો, દીવાનું ઝુલતું ઝાડ.
આરસા=મોટી આરસીકે દર્પણ, મોટી બાપકે આયને

**ચકમક**=આગિયો પત્થર, દેવતા પડતો પત્થર.

**સોડા**=એક જાતનો ચોકખા સંચોરા કે પાપડીઆ ખાર જેવો ખારો, ચોકખો ઉસ નામનો ખારો.

**પોટાશ**=આકરો ખાર, ધાતુ અને વનસ્પતિની રાખથી બનેલો ખારો.

**ખારની**=ખારાની, કોઇપણ વસ્તુને ખાઇ જાય એટલે નાશ કરનાર પદાર્થ.

**બરડ**=કઠણ, ઝટ તુટીજાય તેવો.

**ટકાઉ**=નીભે તેવો મજબુત.

**બીબાંમાં**=બનાવવાના ઘાટ જેવો આકાર જેમાં કોતરેલો હોય તેવામાં.

**મેજ**=ટેબલ.

**છાજ**=સીલીંગ, છત, ઘરમાં બેસીને ઉંચે જોતાં જણા તો ભાગ.

**છત**=સીલીંગ, છાજ.

**મીસર**=અરબસ્તાનની પશ્ચિમે આવેલો મોટો દેશ. (અસલ ઓખાના બાવ બાણાસુરનો દેશ.)

**પટના**=પટણા, પાટલિપુત્ર, ગંગાને કાંઠે આવેલું બિહારમાં રાજધાનીનું શહેર.

**મ્હૈસૂરમાં**=મહારાષ્ટ્રની દક્ષિણમાં આવેલું મોટું દેશી રાજ્ય અને તેની રાજધાનીમાં.

**બંગડી**=કાવરી, સ્રીઓના હાથે પહેરાતું સૌભાગ્યનુ ચિન્હ.

**અંબાલા**=દિલ્હીથી ઉત્તરે આવેલું પંજાબનું એક શહેર છે.

**ફિરોઝાબાદમાં**=અંબાલાથી પશ્ચિમે આવેલું પંજાબનું શહેર છે.

**પીપળોદ**=ગોધરાને દાહોદ વચ્ચે એક ગામ છે.

**સુંથ**=પંચમહાલ જિલ્લાની ઉત્તરે આવેલા લુણાવાડામાં એક ગામ છે.

**જબલપુરમાં**=નર્મદા નદીના મૂળ તરફ મધ્ય પ્રાંતમાં આવેલું એ નામનુ શહેર છે તેમાં.

**પરગણામાં**=કસ્બાને લગતા નાનાં ગામો મળીને થયેલા ભાગમાં, નાના જિલ્લામાં.

**વાઇટના ટાપુમાં**=ઈંગ્લંડની દક્ષિણે આવેલા વાઇટ નામના બેટમાં.

**ચીનમાં**=રંગુનની જોડેનો મુલક છોડયા પછી આવતો એ નામનો મોટો દેશ છે તેમાં.

(આખી દુનિયામાં સૌથી વધારે વસ્તીવાળા દેશમાં.)

**ગ્રેટ બ્રિટન**=ઈંગ્લંડ અને તેની સાથે આવેલો સ્કોટલંડ મળીને થયેલો મોટો બેટ.

**હૉલંડ**=ઇંગ્લંડથી ઉગમણો આવેલો એનામનો નાનો દેશ.

(આખી દુનિયામાં દરિયાની સપાટીથી પણ નીચો દેશ.)

**બેલ્જિયમ**=હોલંડની દક્ષિણે આવેલો એ નામનો દેશ.

**જર્મનિ**=યુરોપ ખંડની વચ્ચે આવેલો દેશ.

(હુન્નરી કામમાં ચડતો દેશ.)

**જાપાનમાં**=ચીનથી પૂર્વમાં એ નામનો દેશ છે તેમાં.

**સરસનો**=ગુંદર કરતાં પણ ચીકણો એક જાતના પદાર્થનો.

(જાનવરોની ખરી અને શિંગડાં વગેરેનો બને છે.)

'આછો હાથ દઈ'=હલકે હાથે સહેજ ચોંટે તેમ લગાડી.
સફાઇ કરવામાં=સાફ લીસું કરવામાં.
હીરાકણીથી=હીરાના છેક નાના કકડાથી.

"કાચ પારદર્શક હોઇ ચોકખાઈ જાળવનાર પદાર્થ છે; તેથી ઘણા કામમાં વપરાય છે. ગુજરાતને લગતા ગોધરા, વડોદરા, કપડવંજ, મુંબઇમાં કાચનાં કારખાનાં છે. કપડવંજમાં ખાસ કરી મેલા કાચના સીસા બને છે. નાશક અને પુના જિલ્લામાં પણ એનાં કારખાનાં છે, ઘણે ભાગે આ દેશમાં ઓસ્ટ્રીયા, જર્મની, અમેરિકા ને જાપાનથી કાચની ચીજો આવે છે. કાચનાં સુક્ષ્મદર્શક યંત્ર, દુરબીન વગેરે યંત્રો પણ બને છે. કાચ જેવાં ચોકખાં મન દરેક માણસનાં થવાની જરૂર છે. જો એ બરડ ન હોત તો ધાતુના વાસણોને નકામાં બનાવી દેત."

---

## પાઠ ૧૮ મો.

### ગધેડું.

નિભાવ=ટકાવ.
સહનશીલ = ખમવાવાળુ, સહન કરવાવાળુ.
લાદી=પીઠ ઉપર ભરી, લાધી, ખડકી, સીંચી.
ડીફે=નાની જાડી લાકડીએ.

નિર્દય=દયા વગરની.
ઠીક=બરાબર.
ઈજા=હરકત, દુ:ખ, અડચણ.
બાયલા=નામર્દ, બાયડી જેવા, બિકણ.
છાજે=શોભે, ઘટે.
આંધો=અંધારણ.
રૂઆબ=ભભકો, દમામ, તોર, રૉફ.
લંબકર્ણ=લાંબા કાનવાળો.
પાસાં=બાજુ.
દાઢ=ચપટા દાંતની હાર.
અનહદ=પાર વગરનું, હદ વગરનું.
અજાયબ=તાજુબી, નવાઈ.

"ગધેડું વગર તકરારે ઘણો ભાર ઉપાડી ચાલે છે, તેમ ઘણું સહનશીલ છે; છતાં મૂર્ખ માણસો એને હસે છે. આહાહા? 'ખાવાના કુંસકા ને ઊંચકવાની ઈંટ' ગધેડા ઉપરથીજ બોલાય છે."

---

## પાઠ ૧૯ મો.

### મકરસંક્રાંત.

મકરસંક્રાંત=સૂર્યનું ધન રાશીમાંથી મકર રાશિમાં દાખલ થવું તે, ઉત્તરના સૂર્ય થવાની શરૂઆત, (જાન્યુઆરી તારીખ ૧૩–૧૪ થી શરૂ થાય છે.)
પતંગ=કનકવો.
ધર્મિષ્ઠ=ધર્મની ક્રિયાને ચોક્કસ વળગી રહેનારા.
પર્વ=તહેવાર, આનંદ ઉજવવાનો દિવસ.
ઉત્તરાયણ=દક્ષિણના સૂય મટી ઉત્તરના સૂર્ય થવાતે.

(ઉત્તર અને અયન એ બે શબ્દ છે. અયન એટલે છ માસ કે માર્ગ.)

દર્મિયાન=વચલા વખતમાં.

દક્ષિણાયન=દક્ષિણના સૂર્ય થવા તે.

(જુન તારીખ ૧૫-૧૬થી શરૂ થાય છે.

રાશી=ઝુમખું, ઢગલો.

સંક્રાંત=એકમાંથી બીજામાં જવું તે.

ધનુર=ધન.

કામજોગું=કામ જેટલું, ખપ પુરતું.

ફરજ=કર્ત્તવ્ય, ધર્મ.

અર્થ=સમજણ, સમજુતી.

(ત્રીજા પુસ્તકની સમજુતીના છેલ્લા ભાગમાં દરેક રાશિની સમજણ મળશે.)

---

"મકરસંક્રાંતનું પર્વ આવતાં નવાં કઠોળ, ગોળ, તલ, જુવાર, બોર વગેરે આવી જાય છે. તેથી લોકો એ દીવસે એ ચીજોનું દાન કરે છે. ટાઢ ઓછી થવાની આશાથી લોકો ખુશાલીમાં આવે છે. વસંતઋતુની શરૂઆત થવાની તૈયારી હોય છે; તેમ માંદગી ઓછી થવાની શરૂઆત થાય છે."

---

## પાઠ ૨૮ મો.

### હિંમતવાન્ થાઓ.

હારણનર=કાયર માણસ.

ઉદય=ચડતી, સારૂં થવું.

નિંદાયે=વખોડાયે, ખરાબ ગણાયે.

પાંચમાં=પંચમાં, પાંચ માણસ બેઠાં હોય તેમાં.

પંકાયે=વખણાયે.

**સંબંધીને**=સગાં કે ભાઇબંધ વિગેરેને.

**સાલ**=નડતર, મોટા દુઃખ જેવું, તીરના ભોંકાયા જેવું.

'**અણસમજૂ વયથી વધ્યો**' =સમજ વગરનો માણસ ઉમરમાં મોટો થયો હોય. (તોપણ તે નાના બાળક જેવોજ ગણાય છે.)

**તણાય**=ખેંચાય, દોરાય.

**શુભ**=સારૂં, ઉજળું.

**માને**=સમજે, ગણે.

**લેખે**=ગણે, માને.

**સદૈવ**=હંમેશાં.

**ખારું**=અકારૂં, નઠારૂં, પદાર્થમાં ઘણું મીઠું ખાઇએ તેવું, ખારા અગર જેવું.

**પૂછીકરે**=કોઇપણ કામ બીજાને પૂછીનેજ કરે.

**નરતું**=નઠારૂં, ખરાબ, નરસું.

**કાયા**=શરીર.

**થરથરે**=કંપે, ધ્રુજે.

---

"કોઇપણ માણસે કામ કરતાં કાયર થવું કે કંટાળવું નહિ, કેમકે કાયરપણું લાવવાથી દરેક કામ બગડે છે; ને સાથે શરીર પણ બગડે છે. માટે હિંમતવાન્ બનીનેજ દરેક કામ કરવાની ટેવ પાડવી."

---

## પાઠ ૨૧ મો.

કડીપ્રાંતઃ મુખ્ય સ્થળો.

ભાગ ૧ લો.

**ઐતહાસિક** = ઇતિહાસમાં જાણીતું થએલું.

( ઇતિહાસ એટલે ' એ પ્રમાણે ચોક્કસ બનેલા બનાવો જાણવાનું સાધન. ')

**શાખાઓ**=ફાંટાઓ.

**બહુચરાજી**=બધે પ્રસરેલી દેવીનું નામ છે.

(ચારણ જાતની એ નામની સ્ત્રી દેવી તરીકે થએલી તે.)

**પટ**=નદીની પહોળાઇ.

**છાછરૂં**=છાછર, ઘણું ઉંડું નહિં તે, થોડું ઉંડું.

**પિતૃશ્રાદ્ધ**=પિતા તરફની શ્રદ્ધાને લઇ ધર્મ ક્રિયા કરવી તે.

**ગયા**=ગયાજી, ફલ્ગુને કાંઠે પટના નજીક જાત્રાનું ધામ. બૌધ ધર્મની મૂળભૂમિ.

**માતૃ ગયા**=માતાનું શ્રાદ્ધ કરવાની જગ્યા.

( કપિલે પોતાની માતા દેવહુતીને જ્ઞાન એ જગ્યાએ આપેલું હતું. કાર્તક શુદ ૧૧ થી વદ ૫ સુધી જાત્રા ભરાય છે.)

**ખિલજીએ**=મુસલમાની એ નામના વંશવાળાએ.

**ભવ્યતા**=મોટાપણું, તેજસ્વીપણું.

**ચરિત્ર**=જિંદગીના બનાવોની હકીકત.

**કોસનો**=ગાઉનો.

**ચકલા**=ચાર રસ્તા ભેગા થાય તેવી જગ્યા.

**ચઉટાં**=બજાર.

**હાટ**=દુકાન.

**ટંકશાળ**=નાણાં પાડવાની જગ્યા.

---

# પાઠ ૨૨ મો,

## કડી પ્રાંતઃ મુખ્ય સ્થળો.

### ભાગ ૨ જો.

**ખત્રી વણુકરો**=ખતરી, ખાતરી, લુગડાં વણુનારી એક જાત.

**મશરૂ**=વચમાં ધોળી લીટીવાળુ રેશમી સુંદર કપડું.

**ગજીઆણી**=ગજી, એક ગજ પહોળાઈવાળું સાદુ રેશમી કપડું.

**અતલસ**=લાય, નરમ અને ઝીણા વણાટવાળું રેશમી લુગડું.

**સોળાં**=કદ, ચોકખા રેશમનાં સુંવાળાં સાદાં લુગડાં.

**સહસ્ત્રલિંગ**=એક હજાર મહાદેવની મૂર્તિ.

**રાણીનીવાવ**=કરણરાજની માતા ઉદયામતી રાણીએ બંધાવેલી વાવ,

**દામોદર કુવો**=જેમાં એવું યંત્ર ગોઠવેલું હતું કે સહસ્ત્ર મહાદેવના ઘંટ સાથે વાગતા.

**ભદ્રકાળીનો કિલ્લો**=સર્વનુ કલ્યાણ કરનારી ભદ્રનામની દેવીનો કિલ્લો.

**જીવનો મુવો**=જીવતા છતાં મરીગયા જેવો ગણાય.

**ભદ્રને**=ભદરને, સરકારી કચેરીઓવાળા મોટા ભાગને.

**નમુને**=ઘાટે, આકારે.

**કાલિકા**=કાળકા, કાળશકિત દેવીનું નામ.

**સિદ્ધવડ**=મનની ઈચ્છા પુરી કરનાર એવી દેવીનું નામ.

**ચમત્કારપુર**=ચકિત થઈ જવાય એવું નગર.

**હાટકેશ્વર**=સોનાના મહાદેવ.
( નાગર વાણિયાને બ્રાહ્મણના ખાસ )

**ઘેરાવો**=ચારે બાજુનું માપ, ફરતું માપ.

**શર્મિષ્ઠા**=પુરુના પિતા યયાતિ રાજાની સ્ત્રીનું નામ.
(યયાતિ ચંદ્રવંશી નરૂપ રાજાનો પુત્ર હતો. )

**કીર્તિસ્તંભ**=કીર્તિ જાળવનારો ચણેલો થાંભલો.

**ઉંઝા**=કડવા કણબીની ઉમીયા માતાનું ધામ,

**મીરાં દાતારની**=એ નામના પીરની.
( લડાઇમાંથી માથું એકલું ઉનાવા ઉત્તમ લાગવાથી ત્યાં પડ્યું માટે ઉનાવામાં સ્થાપના.)

**કબર**=દર્ઘાહ.
( મુસલમાનનું મરણ થતાં દાટીને ઉપર છોબંધથી ચણીલેવામાં આવે છે તે, )

**દરદીઓ**=રોગીઓ, રોગવાળાઓ.

**બાધા**=માનતા, અમુકચીજ વાપરવાની બંધી માટે ટેક લેવો તે.

**જાબાલિ**=( કાશીના ઋષિઓને જમવા જાબાલિએ તેડ્યા, ઋષિઓએ કાશીવિશ્વેશ્વરનાં દર્શન વિના જમવા ના પાડી, આથી જાબાલિએ તપોબળથી ખાડામાં પંચમુખી મહાદેવ પ્રગટાવ્યા તેના દર્શન કરી ઋષિઓ જમ્યા,)

**ઉંટડીઆ મહાદેવ**=ઉત્કંઠીઆ મહાદેવ,
( જાબાલિની ઉંચી ઇચ્છાથી પ્રગટેલા માટે, )

**મોટીશિવરાત્રી**=મહા વદ ૧૪ની શિવરાત્રી.

---

**“ વડોદરા રાજ્યનો મોટામાં મોટો પ્રાંત કડીછે. તેમાં ઘણી વસ્તી કડવા પાટીદારોની છે. કડીના ખ-**

ળદ અને ગાય વખણાય છે. લોકો કેળવણીમાં પાછળ છે. કડીપ્રાંત ઐતિહાસિક અને જાત્રાની જગ્ય ને લઇને પ્રખ્યાત છે. તેમાં એ સિધ્ધપુર, વડનગર, વિસનગર, પાટણ, એ ખાસ કારીગરીને માટે પ્રખ્યાત છે. તેલીબીઆં, બાજરી અને કઠોળ સારાં થાય છે.

---

## પાઠ ૨૩ મો.

### સાદા જીવનનો આનંદ.

સાદાજીવનનો=ઓછી જરૂરીયાત વાળી જિંદગીનો
પથારીવશ=પથારીને તાબે, માંદગી આવે ત્યારે પથારીમાં પડી રહેવું તે.
દૃષ્ટિ=નજર.
મર્યાદાની=હદની.
દૃષ્ટિ મર્યાદાની=આકાશને પૃથ્વી જોડાએલાં જણાય તે ફરતી હદની, નજર પહોંચે ત્યાં સુધીની હદની, ક્ષિતિજની.
સૂર્ય બિંબનો=સૂર્યની ગોળ સપાટીનો.
કુદરતની=પ્રભુની શક્તિની.
ઝણકારો=રણકારો, રણકો, મધુર અવાજ.
કાંતિ=તેજ.
દૈવયોગે=નસીબજોગે, પ્રભુઇચ્છાએ.
વૈભવ=નાનાં નાનાં સુખો.
કંગાલ=ગરીબ, દરિદ્રી.
રાજવૈભવ=રાજાને ભોગવવાનાં નાનાં નાનાં સુખ.
ટેવાયું=મહાવરા કરતું થયું, ટેવ પડી ગઇ, મહાવરા વાળુ થયું.

તુચ્છ=હલકા, નકામા.
દશામાં=હાલતમાં, સ્થિતિમાં.
(એક 'જે', જન આગળ લેવાનો છે.)
સ્વતન્ત્ર=પોતાનેજ તાબે, બીજા કોઇને તાબે નહિતે.
જિવવું=જીવન વડે.
વિલાસથી=વિશેષ સુખથી.

"અતિ વિલાસી જીવન વાળાને પણ કોઇ કાળે વિલાસ પર અભાવ થઈ સાદાજીવનનો આનંદ લેતાં વિલાસને સદાને માટે છો-ડીદ છે. પરંતુ સાદાજીવ-વનનો આનંદ જેને પ્રથમ જ થયો છે તેને તો વિલાસ જરાએ પણ ફાવતો નથી. તેથી વિલાસી જીવન કરતાં સાદું જીવન ઉત્તમ છે."

———

# પાઠ ૨૪ મો.

## હરિશ્ચંદ્ર

### ભાગ ૧ લો.

ત્રિશંકુ=સદેહે સ્વર્ગમાં જવા સારૂ વશિષ્ઠને યજ્ઞ કરાવવાનું કહેતાં ના કહેવાથી વિશ્વામિત્રને કહ્યું, તેમણે યજ્ઞ કરાવ્યો, પણ યજ્ઞમાં દેવો આવ્યા નહિ. ત્યારે વિશ્વામિત્રે પોતાના તપો બળથી સદેહે ત્રિશંકુને મોકલતાં ઇંદ્રે પેસવા ન દીધો, ને નીચે નાંખ્યો. ત્યારે વિશ્વામિત્રે નીચે આવતાં અટકાવ્યો. તેથી ત્રિશંકુ અધર રહ્યો. એટલે નહીં ઘરનો ને નહીં બહારનો એવી હાલત તે ત્રિશંકુની હાલત.

કુળગોર=વંશ પરંપરાથી ધર્મની ક્રિયા કરાવનાર બ્રાહ્મણને તેનો વંશ.

ગુમ થયું=અલોપ થયું. એકદમ દેખાતું બંધ થયું.
મિજાસ ગયો=ક્રોધે ભરાયા, મનની સ્થિરતા ગઇ.
અપમાન=માનથી ઉલટું, તિરસ્કાર,
સમણું=સ્વપ્નું.
બેભાર=તે વખતે ચાલતા રૂપિઆના બે રૂપિઆના વજન બરોબર.
ભંડારીને=ખજાનચીને, ભંડારના ઉપરિને.
વછુટી=વખૂટી, જુદી,
શબ=મુડદું.
સતી થવા=ધણીની પાછળ વહાલથી બળી મરવા.
મુનિએ=ઓછું બોલવા વાળાએ.

---

## પાઠ ૨૫ મો.

### હરિશ્ચંદ્ર.

### ભાગ ૨ જો.

ઢેડાએ=ઢેડાએ, એક નીચ જાતીનાએ.
કર=વેરો, સરકારે ઠેરવેલો લાગો.
મસાણ=મુડદાં બાળવાની કે દાટવાની જગ્યા.
ડંખ્યો=ડંખ માર્યો, કરડ્યો.
કલ્પાંત=સુખને સંભારી સંભારી મોટેથી રડવું તે.
ચિતા=મુડદું બાળવા લાકડાં કે છાણાં ખડકવાં કે સીંચવાં તે, ચિયા, ચે,
હોલવી નાખી=બુઝાવી નાખી, નાંખવી નાંખી.
રાક્ષસી=માયાવી સ્ત્રી, પાપી સ્ત્રી.

**ખંજર**=બે ધારવાળું નાનું સહેજ વાંકુ હથિઆર, મોટો જમૈયો હોય તેવું.

**કસોટીમાંથી**=પરીક્ષામાંથી, ચોમેરની તપાસણીમાંથી.

**સત્યવાદીપણાને**=સાચું બોલી તે પ્રમાણે વર્તવાના ગુણને.

**વખોડે**=નિંદે, ધિક્કારે.

**તત્કાળ**=તરતજ.

**ભલે**=સુખે, ખુશીથી.

**નજિક**=પાસે.

**તજિને**=છોડીને.

**અંતરે**=મુદતે, વખતે.

**વા**=અથવા.

**સન્માર્ગથી**=સાચા રસ્તાથી

**સુજન**=સારા માણસો.

(જગે જન ભલે નિંદા અથવા વખાણો, લક્ષ્મી નજિક રહો કે તજિને જતી રહો, પ્રાણ આજેજ નિકળો વા બહુ અંતરે, કદાપિ સુજન તો સન્માર્ગથી ન ચળે.)

**સટકિ**=ધીરે રહી ન જણાય તેમ ખસી.

**છુરીનિ**=છરીની, પાળીની, મોટા ચપ્પુની.

**ધારા**=ધારો, તીણીકોરવાળા ભાગો.

(એકપર એક ધાર પડ્યા કરવી તે, ઘણી ધારો)

**યમ**=યમરાજા.

**ભલેજ**=સુખેથીજ, ખુશીથીજ (જ નક્કીપણું બતાવે છે.)

**લગાર**=જરા, બહુ થોડું.

**ધર્મ**=ફરજ, કર્ત્તવ્ય, વાજબી કામ.

---

**જેવી રીતે પ્રતાપ રાણાએ મોગલને ન નમવાનો ટેક લીધો હતો, તેવી રીતે હરિશ્ચંદ્ર રાજાએ**

બોલ્યું 'પાળવાનો ટેક લીધો હતો. અને એ ટેક સારી રીતે જાળવવા જતાં દેહની પણ દરકાર રાખી નથી. ખરેખર સાચામાણસો પોતાનો લીધેલો ટેક છેવટ સુધી છોડતાં નથી. જે માણસ ઘડિએ ઘડિએ ટેક લઇ કાયર બની છોડયા કરે છે. તે માણસ તદ્દન નકામું છે. ટુંકામાં તેવાથી કંઇજ સારૂં કામ થતું નથી."

---

## પાઠ ૨૬ મો.

### રાજા અને કેદીઓ.

દાખવવામાં=બતાવવામાં.

વ્યવસ્થા=ગોઠવણ.

સંતોષ=પુરે પુરૂં ધરાવું કે રાજી થવું.

બેડી=હાથે કે પગે જકડાઇ રહે માટે લોખંડની કડી જેવી પહેરાવવામાં આવે છે તે.

કૌતક=અજાયબી જેવું, નવાઇ જેવું.

કડીઆળી=લોખંડ કે પિત્તળની કડીઓ સખત જડેલી.

ખાતરપાડી=ચોરી કરવા ભીંતમાં બાકુ પાડી.

ભાખે=બોલે.

કોદિ=કોઇ દિવસ પણ.

ચાખે=સુખનો સ્વાદ જાણે.

---

"ગુન્હો કરી સાચું કહેવાથી બહુ દુઃખ આવતું નથી. હંમેશાં સાચું જીવન રાખવાથી દુઃખ હોતું જ નથી. ગુન્હો કરી જુઠું બોલવાથી એકના

બે ગુન્હા કરી જુઠું બોલવાથી એકના બે ગુન્હા બને છે.'

---

## પાઠ ૨૭ મો.

### શરીરના અવયવો.

અવયવો=ભાગો.

જોડ=એક સરખી બે ચીજ.

ખભાવડે=ખાંધને લગતા ભાગ વડે.

ધડ=માથા અને કેડ વચ્ચેનો ભાગ.

જાંઘ=કેડની નીચેનો હાડકાંનો પહોળો ભાગ.

ઇંદ્રીય=શરીરના કામ કરનાર અને ભાન કરાવનાર ભાગ. (આંખ કાન, નાક, જીભ અને ચામડી એ પાંચ ભાન કરાવનાર ભાગ છે; હાથ, પગ, મોં, પેશાબ કરવાની ઇંદ્રીને ઝાડે ફરવાની ઇંદ્રી એ પાંચ કામ કરનાર ભાગ છે. અગિઆરમું મન છે. કુલ અગિઆર ઇંદ્રિય છે )

જ્ઞાન મેળવવાની=ભાન થવાની.

કરગરી=કરકરી, ખરબચડી.

સ્પર્શનું=અડવાનું, અડકવાનુ

મગજ=રાખોડી રંગના માથામાં આવેલો ભાગ, શરીરનો રાજા.

તંતુઓ=પાતળા તાર જેવા તાંતણાઓ.

જ્ઞાન તંતુઓ=મગજને ભાન કરાવનાર તાંતણાઓ.

અગત્યના=ખાસકામના, ઘણા ઉપયોગી.

હૃદય=શરીરમાં છાતી નીચે આવેલો લોહીનો કુંડ.

ફેફસાં=છાતીમાં હૃદયની બે બાજુએ શ્વાસ લેવા મુકવાના આવેલા ભાગો.

(શ્વાસ લેતાં ફુલે છે ને મુકતાં સંકોચાય છે )

**ધમણના**=પવન ભરવાને અને તેને જોરથી પાછો ફેંકવા માટે બનાવેલા ચામડાના કોથળાના.

(લુહાર સોની, કંસારા વાપરેછે)

**બંબા**=હવાના દબાણથી પાણી કે ગ્યાસતેલ વગેરે ઉંચે ચઢાવવાનાં યંત્ર.

**હોજરી**=ઉદર, જઠર, પેટ.

**અન્નનળીમાં**=પોલા ગાંઠા ગાંઠા વાળી અન્ન પાણી વિગેરે પેટમાં જવાની નળીમાં.

**કાળજું**=કલેજું, કેડની ઉપલી જમણી બાજુએ પિત નામનો રસ પેદા કરનારને ચરબી સંગરી રાખનાર ભૂરારંગના માંસનો મોટો ભાગ.

( ઉપવાસ વેળાએ ચરબીવડે નભિયે છૈએ. )

**પિત્ત**=ખોરાક પચવામાં મદદ કરતો પીળો તીખો ખાટો રસ,

**આંતર**ડા=હોજરીમાંથી ચરબી કલેજૂં લઇ લે ત્યારપછીનો કુચો બહાર નિકળી જવા લગભગ ૨૫ ફુટની પાતળી ચામડીની નળીઓ,

(જે પેઢામા ગુછળું વળી રહેલી હોય છે. નાની અને મોટી એવા બે ભાગમા હોય છે. બીજો છેડો ઝાડે ફરવાની ઇંદ્રી આગળ આવેલો હોય છે)

---

**"શરીર સંચા કે સાંચા જેવું છે તેમાં મુખ્ય ભાગો મગજ, જ્ઞાનતંતુઓ, ઇંદ્રિયો, ફેફસાં, હૃદય, કાળજું, હોજરી, આંત-**

રડાં. અન્ન નળી હોય છે. પ્રભુએ બીજાં પ્રાણી કરતાં મનુષ્યમાં બુદ્ધિ બળ વિશેષ આપેલું છે. તેથીજ મનુષ્ય પ્રભુને મેળવી શકે છે."

---

## પાઠ ૨૮ મો.

### રેશમ.

**રેશમ**=હીર, સુતર જેવો ચળકતો તાંતણો

**'રેશમની કોરની પિછોડી ઓઢે છે'**=રેશમી કોરનું થોડી લંબાઇનું ધોતીયું કે દુપટ્ટો ઓઢે છે.

**રેશમી પાઘડી**=પાઘડી જેવાં રેશમી ખોખાં, ફેંટા.

**સાડી**=સ્ત્રીને પહેરવાનું કોરવાળું સુંવાળું લુગડું.

**અંગરખા**=કસવાળા લાંબી બાંયના મોટા ઘેરવાળા ડગલા.

**રેશમી ટોપી**=મખમલની ટોપી.

**ફીત**=કાંગરીવાળી પટ્ટી.

**કોર**=કિનારી, પાતળી પટ્ટી.

**મખમલ**=રેશમના છેક ઝીણા ઝીણા તાંતણાનું સુંવાળુ કાપડ. (ટોપીઓ બને છે તે.)

**સાટીન**=સહેજ જાડુને ચલકાટ મારતું રેશમી કપડું.

**મુગટા**=કાળી કે ભૂરી કોરવાળાં સ્ત્રીને પુરૂષ બન્નેથી પહેરાય તેવાં સુંવાળા નહી એવાં અબોટીઆં.

**અબોટીઆં**=કોર વગરના સુંવાળાં નહીં તેવા મુગટા

**પીતાંબર**=કોરવાળું સુંવાળું પુરુષથી પહેરાય તેવું અબોટીયું.

**સેવવા**=પોષણ માટે હુંફ આપવા.

**સેંતુરનાં**=એ નામનાં મોટાં ઝાડનાં.

(સહેજ લંબાયાને ગોળ કાંગરા વાળાં પાકતાં કાળા રંગનાં નાનાં ફળ આવે છે ને ગળ-ચટાં લાગે છે, તે ઝાડ.)

**ખોખું**=અંદરથી પોલું ને પાતલા પડનું હોય તે.

**'ગરમ વાસણમાં મુકે છે'**=ગરમ પાણીવાળા વાસણમાં મૂકે છે.

**દહેરાદુન**=સીમલાને દિલ્હી વચ્ચે આવેલું ગામ છે. (જંગલ સંબધી ઊંચુ જ્ઞાન આપનારી જેમાં કોલેજ છે તે)

**આસામ**=બંગાળાથી ઉગમણો આવેલો મોટો પ્રાંત છે.

**તાસ**=તાસતો, ચળકતું કસબી કપડું.

**દિવેલીનાં**=એરંડા કે એરંડીનાં

---

"રેશમના કીડાની ઈંડું, ઇયળ, કીડો ને પતંગીઉ એવી રીતે ચાર હાલત થાય છે. રેશમ જીવહિંસા કરીને કહડાય છે. છતાં એનામાં વિજળીનો (ગરમીનો) ખાસ ગુણ હોવાથી તથા ટકાઉ અને સફાઇદાર હોવાથી લોકો વાપરે છે. ચીન, જાપાન, તરફની-રેશમી ચીજો બહુજ પાતળી અને સફાઇદાર હોવાથી આ દેશમાં ઘણા વાપરે છે. સ્ત્રીઓનું ઉત્તમ લુગડું રેશમીજ હોય છે. ભારેમાં ભારે કપડું કસબના બુટા વાળું જે અમરના નામથી ઓળખાય છે તે બહુ મોંઘુ મળે છે."

## पाठ २१ मो,

### संसार कोने सुखद छे ?

संसार=ઘડિએ ઘડિએ નવું જણાય તે, દુનિયા, શરીરને લગતી બાબતો.

सुखद=સુખ આપનાર, સુખકર.

विनये=નમ્રતાએ, સભ્યતાએ, નમનતાએ.

विवेके=સારૂં નરસું પારખવાની શક્તિવડે, ડહાપણ વડે.

धरा=જમીન.

धामना=મુકામના, ઘરના.

सदाचरणी=સાચા આચરણવાળો, સારી ચાલ ચલકતવાળો.

सतसंग=સાચાનો સંગ.

संत=સાધુ, સત્યને રસ્તે ચાલનાર સંન્યાસી.

'सतसंग साचो संतने गुणवंतनो बेने गमे,'=જેને સાધુનો અને ગુણવંતનો સાચો સત્સંગ ગમે.

(સાચો સત્સંગ એટલે ખરેખરો સત્સંગ.)

खळ लोक=લુચ્ચાલોક.

खार=વેર, ઝેર.

अपराध=વાંક, ગુન્હો.

खांते=કાળજીથી, મહેનતથી.

खमे=વેઠે, સહનકરે.

चिंता चितामां=ફિકર રૂપી ચિંતામાં.

( જેમ લાકડાં કે છાણાંની ચિતા સબને બાળી દે છે, તેમ ચિંતા રૂપી ચિતામાં ચિત્ત બળે છે. )

लेश=જરા થોડી.

तपतुं=તપીજતું. દુઃખીથતું.

परधन=પારકીદોલત.

परधाम=પારકી જગ્યા.

खपतुं=કામમા આવતું.

अतिदुष्ट=ઘણો પાપી.

દુર્ગુણ દોષથી=દુર્ગુણ રૂપી ખાંમીથી.

---

"જેનું જીવન તદ્દન સાદું અને સત્યને માર્ગે ચાલનારૂં છે; તેનેજ સંસાર સુખ કરનાર છે. માટે દરેક માણસે જીવનની દરેક બાબતો સાદી અને સાચી રાખવા કાળજી રાખવાની છે."

---

## પાઠ ૩૦ મો.

### ખલીફા હઝરત ઇમામ અલી ભાગ ૧ લો.

ખલીફા=ઈસ્લામી ધર્મનીઆદી ઉપર એકના મરણ પછી બેસનાર બીજો માણસ.

હઝરત=પવિત્ર.

ઇમામ=આગેવાન.

અલી=મોટો.

ઇમામઅલી=મુસલમાની મોટા આગેવાનનું નામછે.

છટા=સામો માણસ નવાઇ પાંમી જાય તેવી રીતે દરેક કામ કરવાની રીત.

સાહેબ=વળી, ગુણવાળો.

શેરે=સિંહ.

ખુદા=ઇશ્વર.

'શેરે-ખુદા'=ઇશ્વરે બનાવેલો સિંહ.

ચેલા=ધર્મનો બોધ કરનાર શિષ્ય.

કાફરોએ=ધર્મના છુપાવનારાઓએ, ધર્મમાં આશ્રય લેનારાઓએ,

= અબુ તાલ.

બકર=અક, મુસલમાનનું નામ છ.

( અરબીમાં બાળકના નામથી તેનો પિતા ઓળખાય છે. માટે અબુ પહેલું લખાયુ છે.)

**અબુ બકર**=બકના પિતા, પહેલા ખલીફા.

**ઉમર**=એ નામના બીજા ખલીફા થયા તે,

**ઉસમાન**=ત્રીજા ખલીફા. (પેગંબર સાહેબના જમાઈ હતા.)

**અનુક્રમે**=વારાફરતી.

**તરકટ**=કાવત્રુ, જાળ, દગો પ્રપંચ, કોઇને ફસાવનાની બનાવટ.

**અરાજક**=રાજા વગરની અંધાધુંધીની

**ખિલાફત**=ઇસ્લામી ધર્મની સત્તા.

**ઉમેદવાર**=આશાવાળો હોંસવાળો.

---

## પાઠ ૩૨ મો.

### ખલીફા હજરત ઇમામ અલી ભાગ ૨ જો.

**હક્કને**=માલીકીપણાને, લાગાને, પદને.

**કુફાના**=અરબસ્તાનના એ નામના એક ભાગના.

**ઇજિપ્તના**=મિસરના,

**શિયળ**=પતિવ્રતપણું સારો સ્વભાવ.

**શક**=શંકા, વહેમ.

**હરીફોમાંથી**=સામાવાળા દુશ્મનોમાંથી.

**સીરિયાના**=તુર્કસ્તાનના એ નામના મોટા પ્રાંતના.

**હાકેમ**=કામદાર, હુકમ આપનાર.

**મોઆવીઆ**=મુસલમાની નામ છે.

નીમવા=ઠેરવવા, કામપર બેસાડવા.

પરબીડીઆ=લખેલો કાગળ મૂકીને બંધ કરવાની કોથળી, કવર.

'મોઆવીઆ તરફથી અલીને'=ખલીફા તરીકે અલીને માન ન આપતાં ઉલટી રીતે જાણે પોતેજ ખલીફા હોય તેમ અલીને કંઇ લખ્યું હોય તેમ.

બીબી=બાનુ, ખાનદાન કુટુંબની મુસલમાન સ્રી.

બસ્રા=તુર્કસ્તાનમાં આવેલું ઇરાની અખાત નજીકનું શહેર.

કરીબા=તુર્કસ્તાનમાં આવેલું એ નામનું મેદાન.

સારવાર=સેવા ચાકરી.

વિરોધનો=તકરારનો, ટંટાનો.

---

## પાઠ ૩૨ મો.

## ખલીફા હજરત ઇમામ અલી ભાગ ૩ જો.

સંહાર=નાશ.

'ભાલાની અણીપર કુરાનનાં પાનાં ઊંચાંકર્યાં'=મુસલમાની ધર્મ પુસ્તક જે કુરાન છે. તેનાં પાનાં ફાડીને ભાલાની ટોચપર ખોસી ઊંચાં કર્યાં.

(એટલે આ લડાઇ ધર્મની છે તેથી એક ધર્મના સાથે લડાય નહિ એમ જણાવ્યું.)

મધ્યસ્થ=એકે પક્ષનુ નહિ તે, તટસ્થ, પંચ, લવાદ,

બેઉ પક્ષનું સાંભળી તોડ કાહડનાર.

**અબુ મુસાને**=એ નામના માણસને.

**અમ્ર**=મુસલમાની એક નામ છે.

**મસલત**=સારી સલાહ, વિચાર, મનસુબો.

**પદ**=હોદ્દો, પદવી.

**ઝનુની**=જુસ્સાદાર, જોરવાળા.

**અશાંતિનાં**=અંધાધુંધીનાં.

**કારણરૂપ**=મૂળરૂપ, બીજરૂપ.

**વચનો**=વાક્યો, બોલો.

**'તક જાય છે જલદી, આવે છે ધીમો.'**=સારો વખત ઝટ જતો રહે છે. પણ તે ધીમે ધીમેજ પ્રાપ્ત થાય છે.

**'મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો.'**=મૂર્ખ ભાઈબંધ કરતાં ડાહ્યો શત્રુ સારો. કેમકે ભાઈબંધને ભરોસે રહીએ છીએ, પણ તે મૂર્ખ હોય તો જબરું નુકસાન પહોંચાડે છે. ત્યારે ડાહ્યા દુશ્મનને ભરોશે આપણે રહેતા નથી, છતાં ડાહ્યો દુશ્મન નીચ બાબતમાં લક્ષ આપી નુકસાન કરતો નથી. તેથી આપણને જબરું નુકસાન થતું નથી.

**સમણા**=સ્વપ્ના.

**'જિંદગી વાદળાની છાયા છે; તે સમણા જેવી છે.'**=વાદળાની છાયા થતાં ને જતાં વાર લાગતી નથી. તેમ જિંદગીના બનાવો નાશ થતાંને આવતાં વાર લાગતી નથી તેથી જિંદગીને થતાં ને નાશ પામતાં

વાર લાગતી નથી. જિંદગીના બનાવો સ્વપ્ના સરીખા છે. જ્યાં દુનિઆજ સ્વપ્ન સરીખી છે તો જિંદગી શા માટે ન હોય ? પ્રભુને ત્યાંથી આવ્યા ને સ્વપ્ના જોઇ પાછા ત્યાંજ જવાના. એ નક્કી છે.

**આચરણ**=ચાલ ચલકત, વર્તણુંક, વર્તન.

**ભાષણથી**=સાંભળનારાને મોંથી કોઇ બાબત સમજાવવી તેથી સમજાવવાની-રીતથી.

( માણુસની બુદ્ધિ કરતાં તેનું આચરણ સારૂં હોવું જોઇએ. કારણ કે ઉપદેશ કરતાં વર્તન સારૂં રાખવું એ કામ અઘરૂં છે. તેમ માણુસ કર્મભૂમિનો દેવ છે. તેથી કર્મ સારાં કે નબળાં તે તેના આચરણ પ્રમાણે થયાજ કરે છે. તે પ્રમાણે તેને આપોઆપ તેનાં ફળ મળે છે. બુદ્ધિશાળી કરતાં ઉત્તમ ચારિત્રવાન્ ચઢે છે. )

---

" હઝરત ઇમામ અલીને પહેલેથી તે છેવટ સુધી દગાખોરોમાંજ જીવન કહાડવું પડયું હતું; છતાં દરેક વખતે એમની ઉદારતા, સરળતા, અને નિશ્ચય કોઇ અજબ હતાં. આ ગુણોવડેજ એઓ અમર થયા છે. "

---

# પાઠ ૩૩ મો.

## અભિમન્યુ.

### ભાગ ૧ લો.

**ભાણેજ**=બહેનનો છોકરો

**પૂર્વ જન્મનો**=આગળ થઇ ગયેલા જન્મનો.

**ઘાટ ઘડવામાં**=ઠેકાણે પાડવામાં, નાશ કરવામાં.

**મત્સ્ય દેશમાં**=કાનપુર મિરજાપુર દિનાજપુરને લગતા મુલકમાં.

**અપત્યના**=છોકરાંના, સંતાનના.

**'જે ભણાવી મેં પુત્રી કરી, તેને કયમ કહું સુંદરી.'**=છુપા વેશમાં બ્યંઢલ મહેતા તરીકે જે ઉત્તરા કુંવરીને છોકરી તરીકે ગણીને મેં ભણાવી, તેને સુંદરી એટલે મારી સ્ત્રી કયમ કહું?

**ઉદયાચળી**=ઉગતા સૂર્યને જોઇએ તે વખતે જાણે સૂર્ય પર્વત પરથી ઉગતો જણાય છે તે.

(ઉદય એટલે ઉગવું, અને અચળ એટલે પર્વત.)

**ભાણ**=સૂર્ય.

**'જો ગુરુ ઇચ્છે શિષ્યાથી સંતાન'**=ગુરુ જો શિષ્યાને પરણી તેનાથી છોકરાં પેદા થવાની ઇચ્છા રાખે.

(તો સૂર્ય ઉદયાચળ ન ઉગતાં અસ્તાચળ ઉગે.)

**સગા વેવાઇ**=વર વહુના બાપ જતે.

(વર વહુના સંબંધીઓ એક બીજા તરફનાં સગાંમાં મરદને વેવાઇ, ને સ્ત્રીઓને વેવણ કહે છે, પરંતુ આ તો ખાસ વર વહુનાજ બાપો તેજ સગા વેવાઈ જેમ સગાભાઈ, સગી બેન તેવી રીતે.)

**સબળ**=ઘણા બળવાળા.

**દ્રોણાચાર્યના**=દ્રોણ નામના ગુરુએ રચેલાના.

**ચક્રાવાનો**=ચકકરના આકા-
રમાં ગોઠવેલા સૈન્યનો.

**ચક્રવ્યુહ**=ચક્રાવાની ગોઠવણ.

**કોઠા**=કુંડાળામાં કુંડાળુ એવા
ભાગ, ગોળ ભાગની
અંદર ગોળ ભાગ.

**સંશપ્તક**=મરતાં સુધી લડ-
નારા યોદ્ધાઓનું લશ્કર,
ખાસ ચુનંદા લડવૈયાનું
લશ્કર.

**યુક્તિથી ફરજ પાડી**=સામો
ન સમજે તેવી કરામતથી
ધર્મની રીતે કામ કરવાનું
લાવી નાંખ્યું.

(હેદાનવ અને મેદાનવ નામના
બે ભાઇઓ રાક્ષસરૂપે શ્રી
કૃષ્ણના વેરી હતા, તેમને
કૃષ્ણે મારી નાંખ્યા. તે વખતે
હેદાનવની સ્ત્રી ગર્ભવતી
હતી. તેથી જે પુત્ર થયો તે
હેલોચન થયો. તેણે પિતાનું
વેર વાળવા મહાદેવ પાસે
તપ કરી કૃષ્ણને મારવા
પેટીનું વરદાન લીધું એટલે
કે જે પેટીમાં પહેલો પેસે
તે મરે. આ પેટી બોરસલીના
ઝાડની બનાવેલી હતી. બોર-
સલીએ ઉત્તરાનો આગલો
અવતાર હતો, કૃષ્ણે બ્રાહ્મ-
ણના વેશે કપટ કરી હેલોચ-
નનેજ પેટીમાં પહેલો પેસાડયો
ને બારણું બંધ કર્યું હે
લોચન મરણ પામ્યો પણ
જીવ પેટીમાં રહ્યો. એ પેટી
બંધને બંધ ઘેરે લઇ ગયા.
ઘરમાં નવાઇ રૂપે પેટી આવ-
વાથી કૃષ્ણની રાણીઓએ
કૃષ્ણ ન હતા તે વખતે સુભ-
દ્રાને ઉઘાડવા કહ્યું. કારણકે
પેટી સુભદ્રાના ઘરમાં હતી.
અતિ આગ્રહથી ને મહેણાંથી
સુભદ્રાએ ઉઘાડી એટલે એ
વખતે સુભદ્રા જે ગર્ભવાળી
હતી, તે ગર્ભમાં હેલોચનનો
જીવ દાખલ થઈ ગયો. આ

વાત કૃષ્ણ જાણતા હતા કે લોચન તેજ અભિમન્યુ તેથી કૃષ્ણે અભિમન્યુનું મોત ૧૮ વર્ષમાં જો ન થાય તો મને પણ મારશે ને સ્વર્ગ, મૃત્યુ ને પાતાળનું રાજ લેશે અભિમન્યુને અઢાર વર્ષ પુરાં થવામાં સાત દિવસ બાકી હતા એટલામાં મારવો જોઇએ. પણ અર્જુન હાજર હોય તો એ મરે નહિ. માટે અર્જુનને ખસેડવા એવી યુક્તિ કરી કે પાતાળમાં બ્રાહ્મણોને તાડુકી નામનો રાક્ષસ બહુ દુઃખ દેતો હતો ને રાક્ષસને મારવા પાતાળમાંથી બ્રાહ્મણને બોલાવ્યા ને અર્જુનને મારવા કહ્યું, યુદ્ધ બંધ રાખવાની શરતે અર્જુન પાતાળ ગયા ને દ્રોણાચાર્યને કોઠા યુધ્ધ સુઝાડ્યું.)

**ગદાથી**=મોટા બહૂ ભારવાળા લડવાના એક જાતના હથિયારથી.

**નિર્વંશ**=પાછળ છોકરા વગરના.

**પિયેરથી**=વહૂના બાપના ગામથી

**સૌંદર્ય**=સુંદરતા, સારું રૂપ

**પ્રેમ**=મોહ.

**કર્તવ્ય**=ફરજ, ધર્મ પ્રમાણેનું કામ.

**મહેણું**=ટોણો, ખોટું લાગે તેવું ભેદવાળું બોલવું તે.

**દુઃખદ**=દુઃખ કરનાર.

---

## પાઠ ૩૪ મો.

### અભિમન્યુ.

### ભાગ ૨ જો.

**યુવાન**=જુવાન, બાળકમટી આવેલી હાલતવાળો.

**'અભિમન્યુનો ચકાવો'**=અભિમન્યુના મોતનો ચકાવો.

(ચિત્રમાં જે કુંડાળાં આપ્યાં છે તેમાં સૌથી મોટું તે ૩ જો કોઠો છે. તેનાથી ઉતરતું તે ૨ જો કોઠો એમ ઉતરતાં ઉતરતાં કૂંડાળામાં ૩-૨-૧-૪-૭-૬-૫ એ પ્રમાણે કોઠાનો ક્રમ છે. ધજાના મૂળ આગળ જે સૌથી નાનું કુંડાળુ છે તે ૭ માનોજ ભાગ છે. ત્યાં આગળ અભિમન્યુનું મોત થયેલું છે. પહેલો પાષણનો કોઠો છે ને તે દ્રોણાચાર્યે સાચવવાનો રાખેલો હતો. તે પ્રમાણે બીજો લોહવજ્રનો કૃપાચાર્યે, ત્રીજો તાંબાનો, અશ્વત્થામાએ, ચોથો રૂપાનો કર્ણે, પાંચમો સોનાનો દુર્યોધને, છઠ્ઠો સપ્તધાતુનો શલ્યે, સાતમો છાણમાટીનો જયદ્રથે સાચવવાનો ઠરાવ કર્યો હતો. દરેક કોઠામાં પહેલે કોઠે ૧૦૦, બીજે ૨૦૦, એ પ્રમાણે સાતમે કોઠે ૭૦૦ દરવાજા હતા, ને દરેક દરવાજે ૧૦ યોદ્ધા ગોઠવ્યા હતા. એ કુલ ૨૮૦૦ દરવાજાને ૨૮૦૦૦ યોદ્ધા ઉપરાંત દરેકનો એકેક સાચવનાર મળી ૨૮૦૦૭ લડવૈયા હતા. ચિત્રમાં કોઠાનો નંબર અને સાચવનારનું નામ લખી લેતાં સમજવાની સવડ થાય છે. સારૂં મોટું ચિત્ર કહાડવા માટે જરા મહેનત પડે છે. પરંતુ આખું ચિત્ર ચાર નવડાથી બનેલું છે. એટલે કે ધજાના મુળ તરફ જોતાં આજુબાજુ બે, ને ધજા દંડની વચ્ચે જોતાં આજુબાજુ બે જણાય છે. એ ચારેનાં પાંખાનું જોડાણ એક બીજાં પાંખાં સાથે કરતાં મુશ્કેલી ઓછી થાય છે, એક પ્રકારની ચક્રાવો ભૂલ ભૂલામણી છે. સોનું, રૂપું, તાંબુ, કાંસુ, કથીર, લોખંડ, શીશું એ સાત ધાતુ તે સપ્તધાતુ.)

**શલ્ય=મારવાડનો રાજા, પાંડવોનો મામો.**

(લુચ્ચાઇથી દુર્યોધન મદદમાં લાવેલો, શલ્યે પોતાનું સૈન્ય તો પાડવો ભણીજ રાખ્યું હતું.)

**ઠાર કર્યો=એકદમ મારી નાંખ્યો.**

**પાંડવ દળથી**=પાંડવોના સૈન્યથી.
**જયદ્રથે**=સિંધુ દેશના રાજાએ
**નોંધારી**=આધાર વગરની.
**મસ્તક**=માથુ.
**છેધ્યું**=કાપ્યું.
**અશ્વત્થામા**=દ્રોણાચાર્યનો પુત્ર.
**કૃતવર્મા**=કનકરાજાનો પુત્ર, કૃતવીર્ય રાજાનો ભાઇ.
**ભુરિશ્રવા**=સોમદત્ત રાજાનો પુત્ર
**ચૂરાં કર્યાં**=મારી નાંખ્યાં, ખલાસ કર્યાં.
**ખડ્ગ**=તલવાર, ગેંડાનું શિંગડું.
**બાહુબળ**=હાથનું બળ. ભુજાનું બળ.
**પારધીએ**=શિકારીએ, પ્રાણીઓને મારી પાપ એકઠાં કરનારાઓએ.
**વીંધ્યો**=ઘાએલ કર્યો, તીરથી ઘા કર્યો.
**સહાય**=મદદ.
**સંભાર્યા**=યાદ કર્યા.
**માતુલ**=મામો.
**ધાય**=મદદે દોડે.
**વિંટયો**=ઘેર્યો.
**જવ**=જ્યારે.
**સાદ કીધો**=નામ દઇ બુમ પાડી.
**કર્ણે**=કાને.
**ઢોલ**=ઢમઢમ બોલે તે, નગારાં.
**અન્તે**=છેવટે.
**વીર**=બહાદુર.
**ગમગીન**=દિલગીરી ભરેલો, શોકાતુર.
**ખુંનસ**=વેર, ઝેર, ખુન કરવાનો ગુસ્સો.
**પ્રતિજ્ઞા**=ટેક, પણ.

"ખરેખરી કસોટી આ જગત્માં પ્રેમ અને કર્તવ્ય વચ્ચે રહેલી છે. અહાહા,! છેવટે પ્રેમ પાછો હઠે છે, ને કર્તવ્ય આગળ આવે છે. ઘણા અધર્મી વચ્ચે એક વીર હણાય એ દેખીતું છે. પરંતુ એવાની વીરતા તો હંમેશાં અમર રહી જનસમાજમાં ગવાયા કરે છેજ."

---

## પાઠ ૩૫ મો.

### સાપ.

વાંકું ચુકું=આડું અવળું, ભૂલ ભરેલા વાંકવાળું.

ખાસ=મુદ્દાનું, જરૂરનું.

હાડપિંજર=હાડકાનું પાંજરૂં, હાડકાં ગોઠવેલું ખોખું

કરોડ=પીઠની વચ્ચેનો પાંસળીઓ જોડાએલો ગાંઠા ગાંઠાવાળો ભાગ, બોચીથી કેડ સુધીનું ગાંઠા ગાંઠાવાલુ હાડકું.

સલંગ હાડકાંની=આખા હાડકાંની.

ગુછળું=ગોળ આંટા આંટાવાળું.

ગરજ=મતલબ, ખપ, જરૂરીઆત.

ભીંગડાં=ચામડીનાં છોડાં કે છોતરાં.

સારેછે=પાર પાડે છે.

સરે છે=ઝટ ખસે છે.

મોરલી=પાવો, વાંસળી.

ગુલતાન=એકતાર, તલ્લીન, એક રસ.

હજમ=પચીજવું, પાચન.

"સાપ છેડ્યા વિના કરડતો નથી પણ ઝેરીલો કે ડંખીલો હોય છે. એ કોઇનો થતો નથી. ભરપુર કાંટામાં પણ વગર ઇજાએ હરીફરી શકે છે. માણસે ભરપુર દુઃખમાં ફરવા હરવાનું શીખવું જોઇએ. સાપ ઘણી જાતના આવે છે. સૌથી વધારે ઝેરવાળોને ચપળ તથા કાળા રંગનો જે હોય તે નાગ ગણાય છે. સાપ ઘર કરી રહેતો નથી એટલે ફાવે તેના દરમાં ભરાઈ રહે છે. સાપના શત્રુ ગરુડ, મોર ને નોળિઓ છે."

---

# પાઠ ૩૬ મો.

## ખોટા રિવાજ.

ખોટા રિવાજ=નકામા ધારા, જુના વખતથી ચાલી આવેલી ખોટી રીતો.

ગેરલાભ=નુકસાન.

ખીલતાં=ભરાવદાર થતાં.

સંતતિ=છોકરાં.

બાંધાની=બંધારણની,

અકાળ=એકાએક.

વિધવા=ધણી વગરની.

પુનર્લગ્નનો=ફરીથી લગ્નનો.

ધારો=રિવાજ.

પાર=છેડો, આરો, હદ.

કમકમાટ=કંપારી, ધ્રુજારી.

બાળલગ્ન=નાનાં નાનાંનાં લગ્ન, બાળકોનાં લગ્ન.

નાબુદ=નાશ.

મંડળ=જથ્થો.

રૂપને ઇચ્છે=શોભિતાને ચાહે (ગુણકે બીજી વાતને નહિ.)

વિત્ત=પૈસો કે ધન. (મા ઇચ્છે.)

બંધુઓ=ભાઇઓ, બીજા સંબંધીઓ,

કુળને=વંશને, મૂળને.

તાકે=ધારીને જુવે.

લક્ષ=ધ્યાન.

ન્યાતવરા=નાત જમાડવાના મોટા ખર્ચ.

ગુંજાશ=શક્તિ, ગજુ.

પાયમાલી=ખરાબી.

દેવું=કરજ, બીજાને ત્યાંથી ઉછીના કે વ્યાજે લાવવાતે.

વેઠવું=ખમવું.

કરકસરથી=જરૂર પુરતા ખર્ચથી.

(જરૂર કરતાં વધારે ખર્ચે તે ઉડાઉને ઓછું ખર્ચે તે કંજુસ.)

રોવાકુટવાની=મોટેથી રડવા ની ને છાતી અફાળવાની.

ઘેલછા=ગાંડ પણ, ગાંડાઇ.

શોક=દિલગીરી.

સ્વભાવિક= એમને એમ થઇ જવું તે, આપો આપ થવું તે.

રાગડા=સેંકડા, મોટેથી રાગડા કાઢવા તે.

તાણવાની=ખેંચવાની.

---

"ખોટા રિવાજથી કેટલાકની જિંદગી નકામી થઈ જાય છે; તેમ છોકરાં નાં છોકરાં પણ દુઃખી થાય છે, માટે ડાહ્યા માણસોએ વખત પ્રમાણે વિચાર કરી ખોટા રિવાજ બંધ કરી દેવા જોઇએ."

---

## પાઠ ૩૭ મો.

### ઇમામ હસન અને હઝરત મોઆવીઆ.

**ઇમામ**=આગેવાન.

**ઇમામ હુશેન**=હઝરત મુહંમદ સાહેબના દોહિત્ર, (એકંદર બાર ઇમામ ગણાય છે તેમાં આ ત્રીજા છે.)

**શહાદત**=ધર્મ કે ન્યાય માટે મરવું તે.

**દાવો**=હકક કરવો તે, માલકી પણું બતાવવું.

**ધર્મ ચુસ્ત પણું**=ધર્મમાં મકકમ પણે વળગી રહેવા પણું.

**શાંત**=ઠંડા, ધીમા.

**શરત**=હારજીતની કબુલાત.

**રાજીનામું**=રાજી ખુશીથી છોડી દેવાની અરજી.

**સહેલાઇથી**=સરળતાથી, સીધી રીતે.

**ઠપકો**=ખોટું કામ કરવા માટે ખિજવાવું તે, શિખામણ દેવી તે,

**સરળ**=વાંધા વગરનો,

**કાસળ**=નડતર, પીડા, આડખેલી, હરકત.

**પ્રયાસ**=મહેનત, યત્ન.

**નિકાહ પઢવા**=લગ્ન કરવાં.

**'આ દુનિયાનું જીવન રાત્રીઓનું બનેલું છે'**= રાત્રીરાાં ચાલતાં કે કામ કરતાં હરકત પડે છે; તેમ દુનિયાના વહેવારમાં રહેતાં ને કામ કરતાં હરકત પડે છે. મૃત્યુ લોકનું જીવન અટપટું છે માટે રાત્રીઓ કહી છે.

**'અને તે ચાલી જાય છે'**= હંમેશાં રાત્રી ટકતી નથી.

જિંદગી પછી પ્રભુ પાસે જતાં એનું કંઇ ચાલતું નથી. કોઇક વખત આ દુનિયામાં પણ વિદેહી રૂપ થતાં જાય.

(જનકની પેઠે.)

'એનું નામ દેવું નહિ'= પાછળથી કદાચ જાણો તો પણ કંઈ હરકત કરશો નહિ,

( કેટલી બધી ક્ષમા! )

ઉત્સુક=ઇંતેજાર, આતુર.

પહોંચવાળા=લાંબી બુદ્ધિવાળા, બધી બાબતોમાં પહોંચીવળે એવા.

યોજવા=કરવા, ગોઠવવા,

વારસ=પોતા પછીનો હકદાર

દમાસ્કસ=તુર્કસ્તાનમાં શહેર છે.

પ્રબલ=વિશેષ જાહેરવાળી, વધારે બળવાન.

એલચીઓ=એજંટો, રાજા-તરફથી બીજા રાજાને ત્યાં સંદેશો લઇ જનારાઓ.

---

"ઇમામ હસન જેવા શાંત, ધર્મ ચુસ્ત, અને ક્ષમાવાન થવાની દરેક માણસને જરૂર છે. પછી ભલે તેમાં મોંઆવીઆ જેવાની અનહદ હરકતો આવતી હોય, તો પણ મરતાં સુધી સહન કરવા ચુકવું નહિ."

---

## पाठ ३८ मो,

### जेने वीती होय ते जाणे.

जेने वीती होय ते जाणे=જેને અનુભવ થયો હોય તે જાણે.

बोरडी केरो—બોરડીનો કાંટો વાંકો હોવાથી બહુ દુઃખ આપે છે.

वेदना=દુઃખ, પીડા.

शेणे=શાથી, શાવડે,

एवा=એવાથી.

चाकरी=નોકરી, ગુલામી, દાસપણું.

आकरी=સખત, કપરી, અઘરી.

दबाण=દાબ, મરજી ન છતાં કોઇના આગ્રહથી કરવું તે.

दबाणो=દાબથી દબાએલો.

हेठ=હેઠે, તળિએ, નીચે.

( જે નોકરીનું દબાણ અને દુઃખ સમજે છે. )

भावतुं=રૂચતું, ગમતું, પસંદ.

भाणे=ભોજન પીરસેલી થાળે.

वेण=વચન, બોલ.

कठोर=સખત, કઠણ, નિર્દય.

ताप=સંતાપ, દુઃખ.

अमाप=માપ વગરનું, હદ વગરનું.

खूंच्युं=ખટક્યું, દુખ્યું, ભોંકાયું

काप=ઘા, જખમ,

म्हावरो=ટેવ, અભ્યાસ, આદત, પરિચય.

पर लोके=બીજો લોક, દેવ લોક, મુવા પછી જીવ જે લોકમાં જાય તે.

भव=જિંદગી.

सुवासण=ધણીવાળી, પતિવાળી.

घडो=હિસાબ, ગણુતરી, લેખું.

सांधे=જોડે, એકઠું કરે.

( એક કામ જોડે કે કરે, તેટલામાં તેર કામ તૂટે કે બગડે છે.

किल्लोलम=ખુશ ખુશાલીમાં, ઉભરાતા આનંદમાં.

क्रीडा=રમત, ખેલ,

" કોઇ પણ કામની હરકત જેને અનુભવ થયો હોય તેજ સમજી શકે છે. બીજા અનુભવ વગરના તે હરકત મટાડવા પ્રયત્ન કરે તો તે હરકત બરોબર મટતી નથી. માટે અનુભવ વગરનાએ અનુભવીને પૂછીનેજ તે કામની હરકત મટાડવા પ્રયાસ કરવો.

---

## પાઠ ૩૯ મો.

### ગામ અને શહેર.

### ભાગ ૧ લો.

**પટેલ**=તલાટી સાથે રહી મહેસુલી કામ કરનાર, સરકારે મૂકેલો ગામનો ઉપરિ.

**તલાટી**=તલાટી, મેતાજી, ગામની સરકારી ઉપજનો હિસાબ રાખનાર.

**મહેતાજી**=માસ્તર, શિક્ષક.

**વરતણીઓ**=તલાટીનો સિપાઇ ગામની રખેવાળી કરનારો.

**ફોજદારી**=ઠગાઇ, ચોરી, મારામારી, ખુન વગેરે મોટા ગુન્હા.

**મહેસુલ**=જમીનનો વેરો, ફીસ.

**કેળવે છે**=ભણાવે છે.

**વાળંદ**=હજામ.

**નેસ્તી**=મોદી, રસોઇ વિગેરેના પદાર્થો વેચનાર.

**વસવાયા**=બોલાવી લાવીને વસાવેલા તે, કારીગર લોકોને જમીન કે વષાસન બાંધી આપીને રાખેલા તે.

**વિભાગ**=મોટો કે નાનો ભાગ.

**મામલતદાર**=વહીવટદાર, તાલુકા કે મહાલનો વસુલાતી કામ ઉપર અને બીજી દેખરેખ રાખનાર અમલદાર.

**વહીવટદાર**=મામલતદાર, તાલુકા કે મહાલનાં કામોનો વહીવટ કરનાર-કારભાર કરનાર.

**તહસીલદાર**=મામલતદાર, સરકારી ઉપજ વિગેરે તાલુકાની ઉપજ ઉપર દેખરેખ રાખનાર.

**ફેંસલો**=લડાઇ ચુકવવી, લડાઇનો નિકાલ જણાવવો.

**દીવાની કામો**=વારસાઇ, જમીન, દસ્તાવેજ સંબંધી કે ફોજદારી સિવાયના કામો.

**નિકાલ**=નિવેડો, તોડ, ફડચો, સમાધાની, છેડો.

**મુનસફની**=દીવાની કજીઆ સાંભળી ન્યાય કરનાર.

**મુકદ્દમા**=કજીઆ કે દાવા સંબંધીની મુદ્દાની બાબતો.

**કલેકટર**=સુબો, જિલ્લાનો મહેસુલી અમલદાર.

**માજિસ્ટ્રેટની**=ફોજદારી ગુન્હાનો ન્યાય આપનારની

**પહેલા વર્ગના**=ભારે કે હલકા કામના નિકાલ કયા માજિસ્ટ્રેટે ,કરવા તેના ભાગ પાડેલા તે. ભારે કામનાને પહેલા વર્ગના કહે છે, ને સૌથી હલકા કામને માટેનાને ત્રીજા વર્ગના કહે છે.

ડેપ્યુટી કલેકટર=કલેકટરને મદદ કરનાર નાનો કલેકટર.

સુબો=કલેકટર, પ્રાંતનો ઉપરિ, પરગણાનો હાકેમ.

બખેડા=ધાંધલ, મારામારી, બંડ.

પોલીસ=ફોજદારી ગુન્હા પકડનારને બંદોબસ્ત રાખનાર સિપાઇ.

જમાદાર=પાંચ સાત સિપાઇઓનો ઉપરિ.

ઇન્સ્પેકટર=તપાસ કરનારો બરોબર થાય છે કે નહિ, તે જોનારો.

જજ=જડજ, મોટો ન્યાયાધીશ.

---

# પાઠ ૪૦ મો

## ગામ અને શહેર.

### ભાગ ૨ જો.

કમિશનર=કલેકટરોનો ઉપરિ, વિભાગનો ઉપરિ.

સર સુબા=મોટા સુબા, સુબાઓનો ઉપરિ.

જંગી=જબરૂં, મોટું,

ગોદી=વહાણો કે બોટો ઉભાં રાખવાનું સ્થાન, ખાડીનું પાણી અંદર આવે ને જાય એવી બાંધેલી જગ્યા, વહાણ કે બોટને સમારવાની જગ્યા.

મલબાર=મલબાર હીલ; ટેકરીનું નામ છે.

ધમાલ=ઉપરા ઉપરિ વાહન માણસ વિગેરેનું આવવું જવું તે.

**વાહન**=બેસીને જવા આવ-
વાનાં સાધન

**તાજૂબ**=નવાઇ પામવી તે,
દિંગ થવું તે.

**મુંબાપુરીને**=મંબાયા માતાના
સ્થાન ઉપરથી મુંબા નગ-
રીને.

**મોહમયી**=મોહવાળી, માયાવી
મન ખેંચી લેનારી.

**સ્થાનિક વહીવટ**=શહેર કે
ગામને લગતો કારભાર.

**મ્યુનિસિપાલિટિ**=સુધરાઇ
ખાતું.

**સભ્યોનો**=મેંમ્બરોનો, પાંચ-
સારા માણસમાં બેસવા
જેવાનો.

**સ્વરાજ્ય**=પોતાનું રાજ્ય,

**બહુધા**=ઘણે ભાગે.

**જીલ્લા સભા**=જિલ્લામાંથી
સરકાર પક્ષનાને રૈયત
પક્ષના મેંમ્બરોની સભા.

**તાલુકા સભા**=તાલુકામાંથી
સરકારી અને રૈયતી
મેંમ્બરોની સભા.

---

"વડોદરા રાજ્યમાં ગ્રામ્ય પંચાયત કેસભા, વિશિષ્ટ પંચાયત, મહાલ પંચાયત, પ્રાંત પંચાયત, ને ધારાસભા એ સઘળી જિલ્લા-સભાને મળતી હોય છે. શહેર અને ગામની રહેણી કરણીમાં ઘણોજ તફાવત રહેલો છે. તેથી શહેરીને ગામડામાં ને ગામડાનાને શહેરમાં રહેતાં બરોબર ફાવતું નથી. વેપાર રોજગારે, નોકરી, ભણવાનું, આ સુખ શહેરમાં હોય છે, ત્યારે ગામમાં ખેતી, આરોગ્યનું સુખ

રહેલું છે. ગામો વડે શહેર છે, ને શહેર વડે ગામ છે છતાં ઘણો આધાર ગામ પરજ રહેલો હોય છે.”

---

## પાઠ ૪૧ મો.

## ઇમામ હુસેન.

### ભાગ ૧ લો.

ઇરાકના=અરબસ્તાનનેલગતા કાંઠાના મુલકના.

બિન હકદાર=હક વગરનો.

પ્રકૃતિના=સ્વભાવના.

પિતરાઇ ભાઇ=કાકાનો છોકરો.

બાજી=દાવ પેચવાળી ગોઠવણ, અમુક છાની યોજના.

નઝરાણા=મોટા માણસ કે દેવ આગળ મૂકવાની ભેટ.

અનિષ્ટ=માઠું, અલાભ, અપ્રિય.

અમીર=ઉમરાવ, સરદાર, ઉદાર મનુષ્ય.

ચલિત મનના=જરાવારમાં ડગી જાય એવા.

જારી=ચાલુ. અટક્યા વગર ચલાવ્યા કરવું.

‘માણસો રાત્રે મુસાફરી કરે છે’=માણસો રાત્રીરૂપી દુનિયામાં કામ કરી રહ્યાં છે. તેથી હર ઘડીએ રાત્રીમાં કામ કરવા જેવી વિટંમણા પડે છે.

દૈવ રાત્રે તેમની તરફ મુસાફરી કરે છે’=તેમનાં કામમાં સુખ દુઃખ આપવા નસીબ ન જાણિયે તેમ સામું આવ્યા કરે છે.

(એ ભૂલ ભૂલામણીમાં જીવન એમને એમ ચાલ્યું જાય છે.)

**યુફ્રેતીસ નદીને**=એ નામની તુર્કસ્તાનમાં આવેલી નદીને.

---

# પાઠ ૪૨ મો.

## ઇમામ હુસેન.

### ભાગ ૨ જો.

**દગો**=છેતરપંડી, કપટ, ઠગાઇ

**દિવસો સુધી**=ઘણા દહાડા સુધી.

**તંબુ**=મુસાફરીમાં સાથે લઇ જઇ શકાય એવું જાડા કપડાનું ઘર.

**માનભેર**=મોટાઇ સાથે, આબરૂ સાથે.

**છુંદી મારવા**=પગ વડે કે હથિયાર વડે ઝીણા ઝીણા ભાગ કરી નાંખવા, ગુંદી નાંખવા.

**નમાઝ**=એક દિવસમાં પાંચ વખત ખુદાની બંદગી કરવી તે.

(સૂર્યોદય પહેલાં, બપોરે, ત્રીજા પહોર પછી, સૂર્યાસ્ત પછી તરત, રાત્રિ,)

**પઢવાની**=ભણવાની,

**દયામણા**=દયા ઉપજાવે એવા

**વિલાપથી**=ખરેખરા દુઃખને મોટેથી પોકાર કરવાથી.

**વાર્યા**=અટકાવ્યા, થોભાવ્યા, ના પાડી.

**તીરંદાજો**=તીર મારવામાં ચાલાકી વાળાઓ.

**નરકના**=મહા ભયંકર દુઃખના

**વહ્નિમાં**=અગ્નિમાં,
(ભયંકર દુઃખની જવાળા કે ભડકામાં.)

**ભેટવા**=હેતથી મળવા.

---

" ઇમામ હુસેનની નિડરતા, અને મકકમતાથી ચકિત થઈ જવાય છે. ભલે પ્રભુએ તેને જીવાડયો નહિ, પણ તેની કીર્તિ કાયમ રહી. ખરેખરૂં જીવ્યું કીર્તિ મૂકી જવી તેજછે."

---

## પાઠ ૪૩ મો.

## ખેતી અને ખેડુત.

**ઉત્તમ ખેતી**=બધા ધંધામાં ચડતી જાતનો ધંધો ખેતીનો છે.

**મધ્યમ વેપાર**=બધા ધંધામ સાધારણ કે વચલો ધંધો વેપાર છે.

**નફ્ફટ નોકરી**=બધા ધંધામાં લાજ કે આબરૂ વગરનો ધંધો નોકરી છે.

("ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, નફ્ફટ નોકરી, ને નિદાન ભીખ; એટલું એ ન આવડે તો ઊંટ વૈદું શીખ." નિદાન એટલે છેવટ કે આખર, ઊંટ વૈદું એટલે ઢોંગી વૈદનો ધંધો)

**અક્ષરે અક્ષર**=જરાએ જરા, બધીજ.

**સ્વમાન**=પોતાની આબરૂ કે મોભો.

**વાજબી**=ગણાણ સાચું.

**નિભાવ**=ટકાવ, ગુજરાન, ભરણ પોષણ.

**કળા**=કારીગરી, હુન્નર.

**સાહિત્યના**=સાધનના.

(હાલ તો ભાષાનાં સાધન તેજ સાહિત્ય ગણાય છે.)

**વિકાસને**=ખીલવણીને.

**પ્રવાહ**=વહેવું તે, આગળ ચાલવું તે, ઝરણુ.

**જોગવાઇ**=ગોઠવણ.

**રસાળ**=મઝાવાળી.

(વનસ્પતિને મઝાવાળી, રસ એટલે પુરેપુરા સ્વાદવાળા પદાર્થ)

**માફક**=અનુકુળ, જરુર પુરતો, ખપપુરતો, લાયક.

**પરિશ્રમે**=મહેનતે.

**બેરાન**=વેરાન, ઉજાજડ, જંગલ.

**પ્રમાણમાં**=સરખામણીમાં.

**ઓજારમાં**=હથિઆરમાં.

**પ્રકારનું**=તરેહનું, જાતનું.

**સહકારી**=સાથે રહી કામ કરનારી, હળીમળીને કામ કરનારી.

**ધીરધાર**=આપ લેનો વહેવાર તે, લેવડદેવડ.

**મંડળો**=ટોળાંઓ, જથાઓ, સંઘો.

**ભાગ્યેજ**=નસીબજોગેજ, જવલ્લેજ, કોઇકજ.

**મોટાપાયાપર**=ઘણા સાધન વાળા મંડાણપર, વરાળયંત્ર વાળા સાધનો પર.

**ખરીફનો**=ચોમાસાના પાણીથી પાકેલો.

**રવીનો પાક**=રબીપાક, શિયાળુ પાક, ભેજ અને ઝાકળથી થતો પાક.

( રબી એટલે ભેજ અને ઝાકળ. )

**જોડીઆપ્રાંત**=આગ્રા ને અયોધ્યાના જોડાએલા પ્રાંત.

**નહેરો**=નદી કે તળાવમાંથી કાઢેલી મોટી નીકો.

"સાદી, સરળ અને ભાવિક પણાવાળી જે જીવનદાતા ખેતી છે. તે વેપારી અને નોકરીના જમાનામાં તદ્દન દબાઇ ગઇ છે, ખેતી કરનાર ખેડુત જે જગત્‌નો પિતા છે. તેજ ખેડુત આજે જગત્‌નો ચોર થએલો જણાય છે. જ્યાં સુધી ખેડુત અને ખેતીની આબાદી નથી, ત્યાં સુધી દેશનું કલ્યાણ નથી. કળિયુગ તે આનુંજ નામ. ખેડુત અને વણકર પ્રજાના પિતા અને મામા બરોબર છે. તેજ બેઉ આજે હિંદમાંથી લુંટાયા છે."

---

## પાઠ ૪૪ મો.

### નવસારી પ્રાંતઃ મુખ્ય સ્થળો.

**બાગાયત**=શાક ભાજીને મેવો થાય તેવી જમીન, વાડી વાળી કે બાગની જમીન.

**કાંપથી**=ચગાથી, ચોમાસામાં નદી નાળાંમાંના ઠરેલા કાદવ કચરાથી.

**કાળીપરજ**=કાળી ચામડી વાળા, સુધરેલા નહિ તે લોકો.

( ચોધરા, ગામીત, ઢોડીઆ, દુબળા, નાયકા, કુંકણા વગેરે. )

**'કેળવણી આપવાના ઉપાયો યોજ્યા છે'**=સરકારી નોકરો પાસે બોધ અપાવવાના, બોર્ડિંગો કાઢવાના, ફરજ્યાત કેળવણીના.

( મહુવા, વ્યારા, અને સોનગઢમાં તમામ સરકારી ખર્ચથી બોર્ડિંગો ચાલે છે. )

**દીવમાં**=કાઠિયાવાડની દક્ષિણે આવેલા એ નામના બેટ અને બંદરમાં.

**દર્ગાહો**=પીરની કબરો, રોજાઓ.

**સુખડની**=ચંદન કરવામાં ને ધુપ કરવામાં વપરાતા સુગંધીદાર લાકડાની.

**પીપો**=લાકડાના પાટીઆની ગોળ કોઠીઓ.

**હોડી**=મછવા, થોડા જળમાં ફરનારા.

**વહાણો**=મોટી હોડીઓ, જહાજ, બારકસ, ઘણા જળમાં ફરનારા.

**પીર**=વૃદ્ધ કે પવિત્ર મુસલમાન પુરૂષ મરણ પામેલો તે.

**મીયાંની**=મીયાં એટલે મુસલમાની ઓળખ કે અટક છે તેની.

**ઓરસ**=દર્ગાહ આગળ એ જગ્યાના પીરની મરણ તિથિને દહાડે લોકો ભેગા થાય છે તે.

**મરતબવાળા**=દરજ્જાવાળા, પદવીવાળા.

**સારિકા**=પોપટી.

**નાગ સારિકા**=નાગ અને સારિકા ઉપરથી, નવસારી.

---

**"નવસારી પ્રાંત વડોદરા અને કડીપ્રાંત કરતાં નાનો હોઈ બ્રિટિશ રાજ્ય સાથે ભેળસેળ થયેલો છે. એ પ્રાંતમાં પારસીને મારવાડીની વસ્તી ઘણે ભાગે દરેક ગામે હોય છે. જંગલના ગામોમાં પણ ધીર-**

ધાર અને દારૂ તાડીની દુકાનો એવડેજ ચાલે છે. જમીનની ઉપજ કરતાં દારૂ તાડીની ઉપજ સરકારને વધારે મળે છે. માંગરોળ, મહુવ, વ્યારા ને સોનગઢ એ ચારે મહાલો રાની છે અને ત્યાંના હવા પાણી ખરાબ છે. કાળી પરજ બહુધા ગુલામી હાલતમાં છે."

---

## પાઠ ૪૫ મો.

### નળ અને દમયંતી

### ભાગ ૧ લો.

નિષધ=કાશ્મીરમાં એ નામનો ભાગ હતો.

બાણવિદ્યા=તીર મારવાની વિદ્યા.

અશ્વવિદ્યામાં= ઘોડા સંબંધીની વિદ્યામાં.

વિદર્ભ=વૈદર્ભ, બિહારને લગતો પ્રદેશ.

ઝંખના=દર્શન કરવાની ઘણી આતુરતા, મોટી ઇચ્છાનું રટણ.

જુગતું=બંધ બેસતું, યોગ્ય, શોભે તેવું.

સ્વયંવર=કન્યાએ જાતે વર પસંદ કરી વરવાની સભા.

નોતરૂં=આમંત્રણ, જમવા કે મળવા બોલાવવું તે, ઇજન.

નારદ=સ્વર્ગ મૃત્યુ ને પાતાળમાં ફરનાર વિષ્ણુના પરમ ભક્ત, બ્રહ્માના પુત્ર.

વરુણ=બધે પ્રસરેલો દેવ, પાણીનો દેવ.

**યમ**=પાપ પૂણ્યનો મર્યા પછી ન્યાય કરનાર દેવ, જમ, ધર્મરાજા.

**દુત**=જાસૂસ, છુપી બાતમી લાવનારને લઇ જનાર, વિશ્વાસથી સોંપેલું કામ કરનાર.

**અધર**=અતરંજ, નિરાધાર.

**પલકતી**=ઝબકતી, ચમકતી ઉઘાડ ઢાંક થતી.

---

# પાઠ ૪૬ મો.

## નળ અને દમયંતિ.

### ભાગ ૨ જો.

**કલિ**=કજીયાનો દેવ.

(જે વખતમાં ઘણા કજીયા ચાલે તે કળિજુગ કહેવાય છે. હાલ કળિજુગ ચાલે છે. એ ઇ. સ. પૂ. ૩૦૦૦ વષ પરથી બેઠો છે. એનું જીવન ૪૩૨૦૦૦ વર્ષનું ગણાએલું છે, એના પછી સત્ય, ત્રેતા અને દ્વાપર એમ: જુગો આવે છે. કળિના અંતે સર્વ નાશ પામે છે. માત્ર પ્રભુને દેવો રહે છે.)

**પુષ્કર**=નળ રાજાનો પિતરાઇ ભાઇ.

**પોઠીઆમાં**=ભાર લઇ જનારા બળદમાં.

**'પવિત્રતામાં સહેજ ખામી આવી'**=જંગલ જઇ આવ્યા પછી પગ ધોતાં એડી-વાળો ભાગ સહેજ કોરો રહી જવાથી સહેજ ખામી આવી.

**ઉપરણું**=ઉપરાણું, ખેસ, દુપટો, પુરૂષના શરીર પર ઓઢાતું વસ્ત્ર.

**ભાર્યાના**=સ્ત્રીના, ઓરતના.
**રિબાતાં**=દુઃખમાં સળતાં, પીડાતાં.
**'હાથમાંથી સટકી ગયું'**=હાથમાં અમીનો ભાવ હતો તેથી સજીવન થઇ ધીમેથી ખસી ગયું.
**ભામની**=ભામિની, જુવાન રૂપાળી સ્ત્રી.
**'ભીમક રાજકુમારી'**=ભીમક રાજાની કુંવરી.
**વણજારાના**=પોઠીઆઓ વડે દેશ પરદેશમાં મોટો વેપાર કરનારાના.
**માસી**=માની બેન,

---

## પાઠ ૪૭ મો.

### નળ અને દમયંતી

### ભાગ ૩ જો.

**દવમાં**=વનમાં એની મેળે વાંસ વગેરેના ઘસાવાથી લાગેલી મોટી આગમાં.
**બાહુક**=બિહામણું.
**ઘોડારમાં**=ઘોડા બાંધવાની જગ્યા, ઘોડાના તબેલામાં.
**પાસા**=હાથીદાંત વગેરેના નંબર પાડેલાં નાના લંબ ચોરસ કકડા.
**લાખું**=લાંછન, જન્મથી શરીર ઉપર પડેલો લાલ ડાઘ.
**ઉખાણાનો**=જવાબ આપતાં ભાંજગડ કે પંચાત પડે એવું વાક્ય.

બેડાના ઝાડમાં=બેડાં નામના ફળવાળાં જંગલમાં થતા મોટા ઝાડમાં.

"નળદમયંતીને કલિએ જાતિ સ્વભાવ પ્રમાણે અનહદ દુઃખ આપ્યું, છતાં નળરાજાએ તેના એકજ ગુણથી તેને માફી આપી. એ કેટલી બધી ઉદારતા? (એક ગુણ એકે બીજા જુગ કરતાં કલિમાં શુદ્ધ ભાવથી સહેજવાર પ્રભુ ભજાય તો દુઃખ ટળે છે.) સુખના સમયમાં ફુલાઇ ન જતાં, ને દુઃખમાં હિંમત ન હારતાં, ધીરજથી એક સરખું ગણવાથી તથા જુગારનો સંગ ન કરવાથી હંમેશાં સુખી થવાય છે."

## पाठ ४८ मो

### उत्तरा आन अभिमन्यु.

रथडा=રથ, (અણગમતા તરીકે રથડો.)

खेडरे=રણક્ષેત્રમાં ઘુમરે.

कोड=ઉમંગ, હોંસ, લહાવો,

धारुं=પકડું, ધારણ કરું,

सहार=નાશ.

छांडी=છોડી, તજી.

अधर्म=પાપ.

जनमनां=ભવનાં અવતારનાં

कर्म=ખરાબ કામ.

वाधतां=વધતાં, મોટી થતાં.

धेन=ગાય, ધેનુ.

वछोडी=છુટી પાડી, અટકાવી.

विमासो=વિચારો.

भरथार=સ્વામી, ધણી, પતિ.

संचरो छो=જાઓ છો.

मोझार=અંદર.

દેશો=દેખાડશો, આપશો.

પૂંઠ=પીઠ, બરડો.

'નવ દેશો પૂંઠ લગાર'=જરી પણ પીઠ દેખાડશો નહીં, કે સામાને હથિયાર મારવા પીઠ આપશો નહિ. એટલે કે સામી છાતીએ મરતાં કે જીતતાં સુધી લડજો.

કાયર=બાયલો, નામર્દ.

અવની=પૃથ્વી, ધરતી.

---

કવિતાનો એક ભાગ ખરેખરા પ્રેમથી ભરેલો છે. છતાં છેવટ ક્ષત્રિયાણીનો ધર્મ બીજા ભાગમાં બરોબર જણાઇ આવે છે. એથી પ્રેમ અને ધર્મ કે ફરજ આ બેમાં છેવટે ધર્મ કે ફરજ જીતે છે. પ્રાણનાથને કાળના મોંમાં જવાની રજા આપનાર તો ખરેખરી દેવીજ હોય છે."

---

## પાઠ ૪૯ મો.

### તાબૂત.

તાબૂત=તાજિયું, મડદાની પેટી.

તાજિયા=શોક કરવો.

તાજ્યત્=શોક કરનારને ધીરજ આપવી.

(ઇમામ હુસેનની કરબલાના મેદાનમાંની કબરનો નમુનો બનાવી શોક કરવો, ને અપૂર્ણ કામ માટે ધીરજ આપવી.)

હિજરત=છોડવું, નાસવું.

હિજરી સાલ=ઇસ્લામીવર્ષ.

ગણ્યા ગાંઠયા=ઝટ ગણાય એટલા થોડા.

**મકબરા**=( કબર ઉપરથી ) કબરનો ઘુમટ

**ભાવિક**=લાગવાળા. શ્રદ્ધાળુ, ભાવવાળા,

**અદબથી**=સભ્યતાથી, વિવેકથી.

**'શબ વાહીની પેટી'**=મુડદાં લઇ જવાની પેટી.

**તિમુર લિંગે**=(તાતાર દેશનો એ પાદશાહ હતો, એણે ઈ. સ. ૧૩૯૮માં દિલ્હી શહેર પાંચ દિવસ સુધી લૂંટયું, અને બાળ્યું. ત્યારે તાબૂત કહાડવાનો વખત હતો. તેથી તિમુર લિંગે દિલ્હીમાં તાબૂત કહાડેલું ત્યારથી આદેશમાં શરૂઆત થઇ છે)

**ફકીર**=ઉપવાસી સંતોષી ખુદાને યાદ કરનાર ખુદાના રસ્તામાં દુઃખ ખમનાર મુસલમાન.

( ફ, ક, ય, ર, આ ચાર અક્ષરનો ફકીર ફ એટલે ઉપવાસ. ક એટલે સંતોષ; ય એટલે ખુદાની યાદ, ર એટલે મહેનત.)

**શરબત**=શાકર કે ખાંડના પાણીમાં કોઇપણ સ્વાદિષ્ઠ ફળનો મેળવેલો રસ.

**સબીલ**=ધર્મ માટે શરબત ને પાણી આપવાં તે.

**પૂર્વજો**=વડાવાઓ, આગળ થઇ, ગયલા કુળના વડીલો

---

**"પાણી વિના કરબલાના યુદ્ધમાં ઇમામ હુસેન શહાદત થવાથી તેમના શૌર્ય, ધીરજ, તથા ભક્તિની યાદગીરી**

માટે ઠામઠામ પાણી છંટાઇ તાબૂત નીકળે છે. એ દિવસ ગમગીનીનો હોય છે."

---

## પાઠ ૫૦ મો.

### સ્વચ્છ હવા ને અસ્વચ્છ હવા.

### ભાગ ૧ લો.

ગ્યાસ=વાયુ,

પ્રમાણમાં=સરખામણીમાં,

---

## પાઠ ૫૧ મો.

### સ્વચ્છ હવા ને અસ્વચ્છ હવા.

### ભાગ ૨ જો.

મેદનીમાં=ઠઠમાં. મોટા ટોળામાં.

કાર્બોનિક=કાર્બનવાળું ઝેરી

ઍસિડ=સત્વ, અર્ક તેજાબ

કુદરતની=પ્રભુની શક્તિની.

મહેર=મહેરબાની.

---

"હવા ઑકિસજન કે પ્રાણવાયુ નાઇટ્રોજન કે નેત્રવાયુ, અને કાર્બોનિક ઍસિડ ગ્યાસ કે અંગાર વાયુ, તથા હાઈડ્રોજન અને એમોનિયા કે મૂત્રવાયુ, તથા ફૉસ્ફરસ

કે આગિયો વાયુ, મળીને બનેલી છે. એ વાયુઓ નીચેના પ્રમાણમાં સામાન્ય રીતે રહેલા છે.

પ્રાણ વાયુ સેંકડે સાડીવીસ ભાગ, નેત્ર વાયુ સેંકડે ઇઠ્ઠોતેર ભાગ, અંગારવાયુ સેંકડે અઢી હજાર ભાગ, હાઇડ્રો-જન, મૂત્રવાયુ, અને ફૉસ્ફરસનો બહુજ થોડા ભાગ આવેલો છે.

હાઇડ્રોજન અને ઑક્સિજન એ બે વાયુ એક અને બેના પ્રમાણમાં મળીને પાણી થયેલું છે. સૌથી હલકો વાયુ હાઇડ્રોજન છે, તે બલુનમાં ભરાય છે. સૌથી ભારે વાયુ કાર્બોનિક ઍસિડ ગ્યાસ છે. કોહવા-ણથી ને પિશાબથી એમો-નિઆ નીકળે છે. ફૉસ્ફરસ હાડકામાંથી નીકળે છે, એ વાયુ દીવાસળી બનાવવામાં ખાસ વપરાય છે.

ઑક્સિજન પ્રાણી અને વનસ્પતિને જીવાડે છે. નાઇટ્રોજન બળ અને તેજ આપી શરીરને વધારે છે. નર્યા ઑકસિજનથી શરીર ઝટ ખવાઇ જાય માટે નાઇ-ટ્રોજન ભળેલો છે. વનસ્પ-તિને પ્રાણી બન્નેને રાત્ર પ્રાણવાયુની જરૂર પડે છે. અને દિવસે કાર્બોનિક ઍસિડ ગ્યાસ વનસ્પતિને ખાસ જોઇએ છે. માટે રાત્રે ઝાડ તળે સૂવું હિતા-વહ નથી.

આવી રીતે કુદરતનો અખૂટ અને અજબ ભંડાર ભરેલા છે.

---

## પાઠ ૫૨ મો.

### ભાગ્યદેવી ને ભિખારણ.

ભાગ્યદેવી=નસીબદેવી, વિધાતા.

કલ્લોલ=ભરપુર આનંદ, ઉપરા ઉપરિ આનંદ.

સાંસા=વાધા. તંગી, હરકત.

ચિંથરેહાલ=મેલાંને ફાટેલાં હાલતવાળાં.

વલખાં=ફાંફાં, હાટાવાય, વલોપાત.

પાલવ=લુગડાનો સારો દેખાવડો છેડો,

લચી પડી=થોડી નમી ગઇ, જરા વાંકી વળી ગઇ.

ઝરી=તવાઈ ગએલું, ઘસાઇ ગયેલું, ખવાઇ ગએલું,

ભવોભવ=જન્મો જન્મ, દરેક અવતાર.

ચેતીને=સમજીને વિચારીને

ફચ્ચ દઇને=ફચ્ચ એવા અવાજ આપીને.

ફસકયું=ચરાઈ ગયું, ફાટી ગયું.

---

"અતિ લોભ તે પાપનું મૂળ છે. વધારે લોભથી પોતાનું જે હોય તે પણ જાય છે. અસંતોષી કે લોભી માણસ કોઇ દિવસ જંપતો નથી, તેમ સાથેના બીજા માણસોને પણ ઠરવા દેતો નથી. ઇશ્વર ખરેખરી મહેનત કરનારનેજ મદદ

કરી ધારેલું આપે છે. પણ વગર મહેનતે આપેલું હોય તેને એમ સમજવાનુ કે હોય તેને પણ લઇ લેવાજ આવેલું છે; માટે સંતોષી બની સાચી મહેનત કરવામાંજ સુખ રહેલું છે.'

---

## પાઠ ૫૩ મો.

### નવજોત.

નવજોત=પારસી ધર્મ પ્રમાણે સદરોને કુસ્તી પહેલ વહેલાં પહેરવાની ક્રિયા, હિંદુઓના જનોઇને મળતી પારસી ધર્મની ક્રિયા.

દીક્ષા=ધર્મોપદેશ, મંત્રોપદેશ, ઇશ્વરી આજ્ઞાનો ઉપદેશ.

ધર્મશાસ્ત્ર=ધર્મ પુસ્તક, ધર્મ સંબંધી બોધનું પુસ્તક.

વિધિ=ક્રિયા.

સદરો=ટુંકીને પહોળી બાંયવાળું પાતળું મોટું પહેરણ, કફની.

કુસ્તી=સદરા ઉપર કેડ આગળ જનોઇ જેવું વિંટાળાય છે તે.

મોબેદ=દીક્ષા આપનાર વિદ્વાન, શુક્લ જેવા પારસી ધર્મ ગુરૂ.

નહાન નવડાવી=પવિત્ર સ્નાન કરાવી.

દસ્તુર=ધર્મ ક્રિયા કરાવનાર, ગોર જેવા.

શેત્રંજી=રંગીન પટાવાળું જાડું, સુતરનું લુગડું, વારંવાર ભોંયપર પાથરવાના કામમાં આવે તે.

મેહફેલ=જોનારાઓ.

મેચ=સૂવા બેસવાનો માંચી-
વાળો બાંક કે પાટલી,
પલંગડી જેવો.

પતેત=ઝંદ અવસ્તાના કેટ-
લાંક પાપથી પસ્તાવાનાં
વાક્યો.

પર્વર્દેગારે=પાળનાર ઇશ્વરે.

માંગલિક=કલ્યાણકારી, સારા
અવસરના.

તંદુરસ્તી=આરોગ્ય મળે
એવાં ધર્મનાં વાક્યો.

દક્ષિણા=રોકડ નાણાનું દાન.

બખ્શીસો=સેટો, ઇનામો.

મિજબાની=પરોણા ચાકરી,
ઉજાણી, પાર્ટી, જ્યાફત.

પઢે છે=ભણે છે.

પેગામ=સંદેશો, સમાચાર.

જરથોસ્તી=જર એટલે સોનું
અને ઉશ્ત એટલે ખરાબ
ઉપરથી સોનાને ખરાબ
ગણનાર, પારસી.

લગતી=સાથેની, સંબંધી.

અદા=ફરજ, બજાવણી.

અદા કરવી=બજાવવી, પુરી
કરવી.

---

"ઊંચાં હિંદુઓમાં જેવી જનોઇની ક્રિયા કરાવવામાં આવે છે, તેવીજ પારસીઓમાં નવજોતની ક્રિયા છે. કોઇપણ ધર્મમાં આવી મહત્વની ક્રિયા રહેલી છે, એટલે કે એવી ક્રિયા થયા વિનાનાં માણસો ધર્મવાળાં ગણાતાં નથી. આવી ક્રિયા થાય ત્યારથીજ તે ધર્મમાં દાખલ થએલું ગણાય છે"

---

## પાઠ ૫૪ મો,

### કરોળીઓ.

### ભાગ ૧ લો.

**વંદાની**=વાંદાની, ઝલની, હવા અને ભેજવાળી જગ્યામાં થતો રાતી પાંખવાળો જંતુ.

**સંયુક્ત**=જોડાએલી.

**કાંસકીના**=વાળ સમારવાનું દાંતાવાળું સાધન.

**'બહુ તાંતણા બળવંતા'**= તુટી જાય તેવા ઘણા તાંતણા ભેગા થાય તો બહુ બળ વાળા થાય છે.

---

## પાઠ ૫૫ મો,

### કરોળીઓ

### ભાગ ૨ જો.

**'પૈંડાના આરાની'**=પૈંડાની વચ્ચેના ભાગથી છેડાના ભાગ સુધી જોડાએલા સરખા કકડા.

( સૌથી વચ્ચેનો ભાગ તે નાઇ, નાઇમાં જડેલા આરા, ને આરાને છેડે જડેલાં તે ગોળાકાર પુઠીઆં. )

**નિવાસ**=રહેઠાણ.

**પૂલ**=નદી વગેરે ઓળંગી જવાનું બાંધેલું સાધન.

**વાસી દે છે**=બંધ કરી દે છે.

( ઘરોમાં કેટલીક જગ્યાએ ધોળા પડવાળું ઘર બાંધે છે. તેનાં બારણાં બંધ કરે છે. અંદર ઈંડાં ભરેલાં હોય છે. )

લગણુ=સુધી, લગી.

"કરોળીઓ આઠ પગનો હોઈ ઢાંકણુવાળાં પ્રાણી જેવો છે. રેશમના કીડાની પેઠે તાર કહાડી અજબ કામ કરે છે. કીડી, મધમાખ, રેશમનો કીડો, વિગેરે જીવડાંની પેઠે ધારેલું કામ કરોળીઓ પણ ખંતથી, ઘણાજ ઉદ્યોગથી, ધીમે પણ ચોક્કસ રીતે કરવાવાળો છે. માત્ર લુચ્ચાઇથી શિકારને પકડે છે એ એનામાં દુર્ગુણ છે, માટે એના બીજા બધા ગુણ ધારણ કરવા જેવા છે; અને લુચ્ચાઇનો ગુણ તજવા જેવો છે."

---

## પાઠ ૫૬ મો.

### નળ દમયંતી બાળકોને મોસાળ વળાવતાં.

મોસાળ=માનું પિયર, મામાનું ગામ.

બાળક=નાદાન, ભાનવગરનાં, પવિત્ર હૃદયનાં.

બાલુડાં=નાજુકકે કુમળાં બાળક.

નમાયાં=મા વગરનાં.
( તેજ વગરનાં, ગરીબડાં. )

વર્તો=ચાલો, રહો.

સહેજો=વેઠજો, ખમજો, સહન કરજો.

મામીની=મામાની સ્ત્રીની, માની ભાભીની.

હૃદયામાં=હૃદય સાથમાં.

ચાંપે=દાબે, હેતથી દાબે.

પેટને=પેટનાને, બાળકોને.

केलुंपेलुं=છેક છેલ્લું.

दोहलां=કપરાં, કઠણ, અઘરાં, મુશ્કેલ.

मातावोणां=મા વગરનાં.

साथ=સંઘાત, જથ્થો.

सोकें=આધારે, ઓથે.
(જાણે તમારાંજ છોકરા.)

पेटे=રીતે, પેઠે, પ્રમાણે.

जतंन=જાળવણી, સાચવણી, સંભાળ.

जमाइए=છોકરીના પતિએ.

पूर्यो वास=રહેઠાણ વધાર્યું રહેઠાણ આપ્યું.

विजोगीनो=પોતાના માણુસથી વિખૂટા પડેલા માણુસનો.

तपास=શોધ, ખોજ, ખોળ.

चुंबन=ચુમી, બોકી, બચ્ચી.

मावडी=માતા, મા.

ए मुख=બાળકનાં મોં.

उतरे=ખસે (વહાલ ખસે)

कर=હાથ.

मांय=માં.

वोळाव्यां=વળાવ્યાં, વિદાય કર્યા.

ऋषि=સારા ઊંચા વિચારવાળા.

नळरायरे=નળરાજાએ રે.

---

"બાળકોને પોતાથી વિખૂટાં પાડતાં માબાપને કેટલું બધું લાગી આવે છે? તેમાં એ માતા તે માતાજ. એનો પ્રેમતો અજબ છે. માતા પિતાનું સઘળું જીવન બાળકોજ છે."

---

## પાઠ ૫૭ મો.

### રબર.

રબર=શાહી કે પેન્સિલના ડાઘા ઘસી કહાડનાર પદાર્થ.

ગાડીનાં=ઘોડાગાડી, રેંકડી, મોટર; વગેરેનાં.

સાઇકિલના=બાઇસીકલનાં.

તાડીની=ખજુરી કે તાડનો સ્હેજ ઘેન ચઢે એવો ખટાસ પડતો ગળ્યો રસ. (હલકા લોકો પીએ છે તે.)

આફ્રિકા=નાતાલને લગતો મોટો ભાગ.

અમેરિકા=પૃથ્વી ગોળ હોઇ આપણા દેશની તળે આવતો મોટો ભાગ.

સિંહલદ્વિપ=લંકા.

જાવા=લંકાથી ઉગમણો સુમાત્રા નામનો બેટ છે, તેની દક્ષિણે આવેલો બેટ.

(ગરમ મસાલાની પેદાશવાળો બેટ છે, એમાં મે માસથી ચાર માસ, અને ડીસેમ્બરથી ત્રણ માસ એમ બે ચોમાસાં આવે છે.)

મલાયાના=રંગુનથી દક્ષિણ માં એ નામનો મુલક છે તેના.

દ્વીપકલ્પમાં=ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ જમીન એવા ભાગમાં. (દ્વીપ એટલે બેટ અને કલ્પ બરોબર જેવો.)

સ્થિતિસ્થાપક=બળ ખસી જતાં પોતાની મેળે મૂળ હાલતમાં આવનાર.

બૂનના=બૂનદાણાના, કોફી થાય તે દાણાના.

કાચા પદાર્થ=કારીગરી કર્યા વગરના પદાર્થ, ખરેખર ઉપયોગમાં ન આવે એવા પદાર્થ.

---

"રબરની સ્વચ્છતાના અને મજબૂતાઇના પ્રમાણમાં ઘણી જાત આવે છે. સ્થિતિ સ્થાપક ગુણને લઇને જ એનો ઉપયોગ ઠામ ઠામ થાય છે. આગળ ઉપર ચામડાની જગ્યા એ લેશે, એમ મનાય છે."

---

## પાઠ ૫૮ મો.

### સિધ્ધરાજ જયસિંહ

### ભાગ ૧ લો.

પાઠશાળા=ઊંચુ ભણતર ભણવાની નિશાળ, કોલેજ,

સંસ્કાર=લાયકાત આપનાર ક્રિયા, સુધારનાર ધર્મ ક્રિયા, છાપ.

આબુના=ગુજરાતની ઉત્તરે એ નામના આવેલા પર્વતના, અંબામાતાના રહેઠાણના.

માનતા=બાધા, દુઃખ મટાડવા દેવદેવીને કંઇ અર્પણ કરવા ઠરાવવું તે.

તુલાકરી=તોલકરી, વજનકરી, ધર્મદાન માટે જોખાવાની ક્રિયાકરી.

ધર્માદાના=ધર્મને માટે અપાએલાના, લોક કલ્યાણ માટે અપાએલાના.

પૂરી=માનતા પ્રમાણે કર્યું.

દ્રવ્યથી=પૈસાથી, ધનથી, વસ્તુથી.

લોકોપયોગી=લોકના ઉપયોગના, લોકના કલ્યાણના.

સૂચના=જાણુ, ખબર, જણાવનાર, સૂચવનાર.

વીરમગામનું=અમદાવાદથી, સહેજ આથમણું એ નામનું ગામ છે ત્યાંનું.

ધોળકા=નડીઆદથી આથમણું એ નામનું ગામ છે.

પ્રવાસ=મુસાફરી, ઠેકાણે ઠેકાણે ફરવું તે.

ઓડણના=કુંભારને મળતી માટી ખોદનારી એક જાત જે ઓડ છે તેની સ્ત્રીના.

ફરમાવ્યું=હુકમથી જણાવ્યું.

અડગ=વિચારમાં અચળ કે કાયમ, ડગવું નહિ તે.

કટાર=સીધો જમૈયો, કટારી, ભાલાના પાના જેવું નાનું હથિઆર.

આપઘાત=પોતાની જાતેજ પોતાનો ઘાત કરવો તે.

રાજહસ્તી=રાજાને બેસવાનો હાથી.

---

## પાઠ ૫૬ મો.

## સિદ્ધરાજ જયસિંહ.

### ભાગ ૨ જો.

કોઇ કુંભારની=(સિંધદેશના શેરપરા રાજાની મૂળ કુંવરી, પણ જોષીઓએ અપશુકનીઆળ જણાવ્યાથી, રાજાએ જંગલમાં મોકલી દીધી. તેને જુનાગઢ પાસેના મજેવડી ગામનાં કુંભારે લાવી ઉછેરી. તેથી કુંભારની કન્યા ગણાઇ.)

જુનાગઢ=જૂનામાં જૂના કિલ્લાવાળું ગામ, કાઠિઆવાડમાં દેશીરાજ, નરસિંહ મહેતાનું ગામ.

રા'ખેંગાર=રાહુખેંગાર, રાયખેંગાર.

( રાયને રાહ પણ કહે છે. )

બળાત્કારે=જોર જુલમથી.

અરજ=વિનંતી કે પ્રાર્થનાથી જણાવવું તે.

પ્રચંડ=જબરો, ઘણા જોરથી.

વેળૂ=ધૂળ, રેતી, વાલુકા.

સવાય=અનુકુળતાવાળો, ફાવતો.

( સ એટલે સારો, વા એટલે પવન, ય એટલે ગુણવાળો. )

પરજળે=પ્રજળે, ધીમે ધીમે બળે.

સોરઠિ=સૌરાષ્ટ્રની, સોરઠની, કાઠિઆવાડની.

પામરી=નાજુક વણાટની ઊંચી કસબી શાલ.

હર્ષઘેલી=હરખથી ગાંડા જેવી.

વ્યાકરણનું=ભાષાના નિયમોનું, વાંચવા લખવા કે બોલવાના નિયમોનું.

સત્કાર=આદરમાન, માનપાન.

શ્વેત=ધોળું, સફેદ.

ચામર=એક રાજ ચિહ્ન, ચમરી, લાંબાવાળની માખ, મચ્છર વગેરેની ઝાપટણી.

આશ્રય=આશરો, આધાર, મદદ.

કલ્પવૃક્ષ=ઇચ્છેલું ફળ આપનારૂં ઝાડ.

( કલ્પ એટલે ઇચ્છા. ):

---

સિદ્ધરાજના વખતમાં ગુજરાતનું રાજ્ય નમુનેદાર હતું. એનામાં એની માનાજ ખાસ ગુણ આવ્યા હતા. એ ઘણો બહાદુર, વટવાળો, ને વિદ્વાનોને આશ્રય આપનારો હતો. એણે ઘણાં બાંધકામ કરાવ્યાં છે. એના જીવનમાંથી

કુતજસમાનો પ્રસંગ બાદ કરીએ તો એ એક દેવજ ગણાય."

---

## પાઠ ૧૦ મો.

### પારસી લગ્ન ક્રિયા.

જ્યોતિષને=આકાશમાંના સૂર્ય ચંદ્ર વિગેરે ગ્રહની વિદ્યાને.

જન્માક્ષર=જન્મ વખતનો ઘડી પળ વગેરેનો આંક, જન્મ પત્રિકા, જન્મ કુંડળી, ટપકો.

જોષીને=જ્યોતિષ વિદ્યા જાણ-નારને.

આદરાય છે=કરાય છે, સ્વીકારાય છે.

કરાર=ઠરાવની કબુલાત, ઠરાવનો કાગળ.

જામા=મોટા અંગરખા, ઘણે નીચે સુધીના ડગલા.

માંડવ સરો=માંગલિક પ્રસંગે મંડપ બાંધવાની શરૂઆતનો શુભ વખત.

મંડપ મુહૂર્તના=માંડવો બાંધવાની ક્રિયાના સારા વખતના.

પીઠી=હળદી હલધરમાં સુગંધીદાર ચીજોની મેળવણી કરી તૈયાર કરેલો પદાર્થ.

સાજન=સરઘસ, વરઘોડો.

પડદો=કપડાંનો આંતરો, કપડાંનું ઓથું.

આંટા=ફેરા, ચક્કર, વળ.

તવા=લોખંડી મોટીતાવી, લોખંડી મોટું ઢેલું.

ધુપ=સુગંધીવાળો ધુમાડો નીકળે એવી વનસ્પતિ વગેરે ચીજો.

હર્ષનાદથી=હરખના અવાજથી.

ચલણ=કહ્યું થવું તે, સત્તા ચાલવી તે, અમલ ચાલવો તે.

પ્રમાણિકપણે=સત્યતાથી. નેકીથી, ઇમાનદારીથી.

પાલકો=પાળનારાઓ, પોષનારાઓ.

પ્રમાણપત્ર=ખાતરીનું લખાણ, સર્ટિફિકેટ, દાખલો.

નોંધનારા=બરોબર સમજાય તેમ ટુંકામાં લખી લેનારા.

નોંધાય છે=સમજાય તેમ ટુંકામાં લખાય છે.

---

"વર કન્યા એક બીજાની પસંદગીથી સ્વીકારવાનો રિવાજ, પારસી અને ખ્રિસ્તિ ધર્મની કોમમાં ખાસ હોય છે, તેથી ઘણે ભાગે પરણેલાં જોડાનું જીવન સુખમાં જાય છે. પારસીને મુસલમાન વિગેરે કેટલીક કોમોમાં ઘણે ભાગે નજીકના સગામાં લગ્ન કરાય છે. પારસીઓમાં કન્યાની પાછળ ઘણો ખર્ચ થાય છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી હિંદુઓને મળતી લગ્ન ક્રિયા રખાએલી છે."

---

# પાઠ ૬૧ મો.

## મોર.

સુનેરી સુશોભિત=સોનેરી સારો શોભીતો.

રંગ બેરંગી=જુદા જુદા રંગના, ભાત ભાતના રંગના, તરેહવાર રંગના મોહ પમાડે એવા રંગના.

'આંખ' જેવા=આંખના આકારના.

ખોતરી=નખથી ઉખેડી કે ખોદી.

'કળા કરવી=કારીગરીવાળી શોભા બનાવવી.

ઉતરતી=હલકી.

છાપરે=ઘરના છેક ઉપલા ઢોળાવવાળા ભાગ ઉપર.

'કેકા'=મોરનો ટહુકાર, મોર લહેકાવીને લાંબા સૂરે બોલે તે.

મગરૂર=અભિમાની, ગર્વિષ્ઠ, મગરૂબ.

---

"મોર કળા કરવામાં અને કેકા કરવામાં ઉત્તમ છે. ચોમાસામાં એને બહુ આનંદ પડે છે. જ્યારે આનંદી હોય છે, ત્યારેજ કળાને કેકા કરે છે. દુનિયામાં સૌથી સુંદર પ્રાણી મોર છે. એ જ્યાં વસે છે ત્યાં સાપ ભાગ્યેજ હોય છે. એનાં પીંછાંને મોટા મોટા રાજાઓ પણ મુગટમાં ધારણ કરે છે. પીંછાંની વચલી નસોની જૈન લોકો સાવરણી

બનાવે છે. મોરનાં ઈંડાને વળી ચીતરવા પડે ખરા કે ?એ કહેવત મોરનાં ઈંડાં ઉપરના કુદરતી ચિત્રામણને લઇનેજ પડેલી છે. જેવી મોરની સુંદરતા તેવીજ ઈંડા પર હોય એ દેખીતું છે. પ્રભુની અદ્ભુત કારીગરી મોરનાં પીછાંમાં જણાય છે."

---

## पाठ ६२ मो,

### वैदर्भि वनमां वलवले.

वैदर्भि=વેદર્ભ દેશના રાજાની કુંવરી.

वलवले=વિલાપ કરે, દુઃખ પોકારતાં રડે, સંભારી સંભારીને રડે.

मामनी=ભામિની, જુવાન રૂપાળી સ્ત્રી.

एकलडी=એકલી.

जात=જાતે, શરીરે, દેહે.

रसनाये=જીભવડે.

दे=આપે, કહે.

जाप=જપ, રટન, વારંવાર એકની એક બાબત મોંએ લાવ્યા કરવી તે.

जपती=સ્મરતી, યાદ કરતી, ભજતી.

शुद्ध=ભાન, કાળજી, દરકાર.

पाय=પગ. (માં.)

खूटयुं=ઘટયું.

नयणे=આંખે, લોચને.

धारा=રેલા, ધાર.

रुधीर=લોહી.

हींडती=ચાલતી ચાલતી.

आखडे=રખડે, ભમે, અથડાય, લથડાય.

ठेस=ઠોકર.

( જોરથી ચાલતાં પગને સામેની ચીજ અથડાય તે. )

चालंती=ચાલતાં ચાલતાં.

केश=માથાનાવાળ, નિમાળા.

उझरडा=ઉઝેડા, છોલાઇ કે સોરાઇને શરીરપર પડેલા કાપા.

शोणितधार=લોહીનારેલા, લોહીનીધાર.

अथडाये=અથડાય. ઠોકાય, અફળાય.

अंगशुं=શરીર સાથે.

भजती=એક ધ્યાને જપતી, સેવતી શ્રદ્ધાથી બોલતી.

रयणी=રાત્રી, રાત.

पीछे=ઓળખે.

घाडुं=ગીચ, જાડું, ભરાઉ, ખીચો ખીચ.

अरण्य=જંગલ.

भक्ष=અન્ન.

उदक=પાણી.

शयन=સૂવું, સૂઇ જવું.

(ખાવું નહીં, પાણી પીવું નહીં, નહાવું નહીં, બેસવું નહીં, અને સૂવું નહીં.)

भमतां=ભાન વગર આમતેમ અથડાતાં, રખડતાં.

नृपभामनी=રાજાની જુવાન સ્ત્રી

वाट=માર્ગ, રસ્તો.

घाट=ઓવારો, પહાડપરનો રસ્તો.

प्रेमदा=પ્રેમવાળી સ્ત્રી.

---

" દમયંતીની ત્રણ દિવસ સુધીની હૈયું પિગળાવી નાંખે એવી હાલત જાણતાં એમજ મનાય કે એ ખરેખરી સતી હોવાથીજ ટકી રહી હતી. એના સતીપણાથીજ એને બ-

ચાવી હતી. સત્યની સહાયેજ હંમેશાં પ્રભુ રહેલો છે."

---

# પાઠ ૬૩ મો.

## ઝાડનાં ફુલ.

### ભાગ ૧ લો.

'ઝાડના હિતને માટે કરે છે' =પોતાની જાતના નવા છોડ પેદા કરવા તેના બીજના સાધનના પોષણ માટે કામ કરે છે, કે જેથી છોડનું કલ્યાણ થાય.

(ટુંકામાં ફુલ માટે.)

'નવા છોડ ઉત્પન્ન કરવાનું કામ કરતો નથી '= નવા છોડ પેદા કરવા માટે જે બીજ જોઇએ તે બીજ કંઇ મૂળ થડ કે પાંદડાંમાં થતું નથી. (ફુલમાંથી થાય છે.)

ભૂષણ=ઘરેણું, શણગાર, આભૂષણ.

બલિહારી=ખુબી, ખુબી જોતાં ખુશ ખુશ થયાનો શાબાશી ભર્યો બોલ.

'કુદરતની એ બલિહારી છે' =પ્રભુની શક્તિની એ શાબાશી વાળી ખૂબી છે.

વિચિત્ર=જુદી જુદી તરેહના.

ખુશબોદાર=ખુશી કરનારી સુગંધવાળી.

તૃપ્ત=સંતોષાયુ.

ગોટા=ગુચ્છા, દડા જેવી કલગી.

માંગલિક પ્રસંગે=લગ્ન જેવી ખુશાલીના વખતે.

આવકાર દેવામાં=માન આપવામાં.

ગજરાં=અંબોડે તથા હાથે પહેરાતો કે બંધાતો હાર.

ગુલાબજળ=ગુલાબની સુગંધીવાળું પાણી.

અત્તરોનો=ફુલના અર્કોનો, ફુલની સુગંધીવાળા તેલોનો.

ગુલાબદાનીમાંથી=ગુલાબ-જળ ભરીને છાંટવાના વાસણમાંથી.

ખુબીને માટે=ચમત્કારને માટે, અંદર રહેલા સારા સારા ગુણને માટે.

આંગણું=બારણા આગળની ખુલ્લી જગ્યા.

કુંડાંમાં=છોડને માટે માટીનું પહોળા મોંનું પકવેલું વાસણ.

પતંગીઆ=ફુદાં, નાજુક અને સુંદર પાંખવાળાં જીવડાં.
(ઘણે ભાગે ચોમાસામાં એ થાય છે.)

ઘંટ=દેવસ્થાનમાં ઉંધા પ્યાલા જેવા વગાડવાને લટકાવેલા હોય છે તે.
(નિશાળના ચપટો ઘંટ તે ઘંટ નહિ પણ ઝાલર કહેવાય છે)

---

## પાઠ ૬૪ મો.

### ઝાડનાં ફુલ.

### ભાગ ૨ જો.

ટેવ=ખાસિયત, આદત, રીત ભાત.

કમળનાં ફુલ=(શતપત્રી, કે ખરા કમળની જાત

કોઇકજ તળાવમાં થાય છે, પણ એને મળતાં જે ફુલ તળાવમાં થાય છે; તેને પોયણાં કે નાંગલિઆં કે કોદરીઆં કહે છે. કારણ કે એના ફળમાંથી નાગલી કે કોદરા જેવાં બીજ નીકળે છે.)

શતપત્ર=શતપત્રી, સો પાંખડીવાળું.

પુષ્પ=ફુલ.

શ્વેત વર્ણનાં=ધોળા કે સફેદ રંગનાં.

રક્તવર્ણના=રાતા કે લાલ રંગનાં.

નીલ વર્ણનાં=વાદળી કે આસમાની રંગનાં.

સૂર્ય કમળ=સૂર્ય દેખાય તેટલો વખત ખીલનારાં કમળ.

ઉદય પામે છે=ઉદય એટલે ઉગવું ઉપરથી ઉગે છે.

વિકસે છે=ખીલે છે.

અસ્ત પામે છે=અસ્ત એટલે આથમવું ઉપરથી આથમે છે.

સંકોચાઇ=બિડાઇ.

ચંદ્ર કમળ=ચંદ્ર દેખાય તેટલો વખત ખીલનારાં કમળ.

પાછલે પહોરે=બપોર અને સાંઝની વચમાંનો વખત, બપોરના ત્રણથી ચાર વાગ્યાનો વખત.

સૂર્યમુખી=સૂર્યના તરફ મોં રાખનાર.

ક્રમવાર=અનુક્રમે, ઠેરવ્યા પ્રમાણે વારા ફરતી.

વખત કહી શકીએ=કેટલા વાગ્યા કે કેટલો વખત થયો તે.

રજ=રજકણ, ઝીણો ભાગ. (આ જગ્યાએ બીજ પેદા કરનાર ભાગ.)

બી=બીજ, બીયું.
પુષ્ટ=મજબુત.
પ્રસરાવે છે=ફેલાવે છે.
કરમાઈ=ચીમળાઇ, સૂકાઇ.
નષ્ટ થવાથી=નાશ થવાથી.
પાંખડી=પાંદડી.
કેશર=બીજ ઉત્પન્ન કરનાર તાંતણા.
બોરીઆ=બુટામ, બટ્ન.
વજ્ર=સખતમાં સખત ચીજ. (ફુલનો વાલો તળીએનો સખત ભાગ, પાંખડીનું રક્ષણ કરનારો ભાગ.)

---

"ફુલ, ઝાડકે છોડ અથવા વેલા મોટાં થયા વિના થતાં નથી. એરંગ. એરંગી, જુદા જુદા ઘાટના ને જુદી જુદી સુગંધીનાં, તથા જુદા જુદા વખતમાં થનારાં હોય છે. પ્રથમ કળીઓ આવે છે; તેનું રક્ષણ વજ્ર, કરે છે. કળી ખીલતાં પાંદડીઓ ખીલે છે, પાંદડીની વચમાં નર કેશર અને સ્ત્રી કેશર એવા બે જાતના તાંતણા હોય છે; તેનું રક્ષણ પાંદડી કરે છે. એ બે જાતના તાંતણા વડેજ ફળ ઉત્પન્ન થાય છે ફળ વડે બી પેદા થાય છે. બીજ કે ફળ સ્ત્રી કેશરના મૂખ આગળ એક ઈંડાંના આકારની કોથળી હોય છે, તેમાં નર તંતુની રજ સ્ત્રી કેશર જે નળી જેવા પોલા હોય છે, તેમાં થઈ ને દાખલ થાય છે; ને ત્યાં પોષાઈ ફળમાં બીજ બંધાય છે. કોથળી તેજ ફળ બને છે. ફળ બંધાતાં પાંદડી-ઓને કેશરો સૂકાઈ નાશ

પામે છે. સ્ત્રી કેસર કરતાં નર કેશર ઘણા પુલોમાં લાંબા હોય છે. વજ્ર, તો ફુળ મોટું થતા સુધી ટકે છે, સૌથી શ્રેષ્ઠ પુલ કમળનું છે. ગુલાબ, મોગરો, કેતકી, ચંપેલી, બોરસલી વિગેરે ઘણાં પુલો સુગંધીદાર હોયછે. જે પુલમાં નર કેશર કે સ્ત્રી કેશર પૈકી એકાદ ન હોય તેનું ફળ કે બીજ થતું નથી છતાં કેટલાંકમાં એકજ જાતના પુલમાંથી મધમાખ, પતંગીઆ ભમરા વિગેરે જીવડાં રજ લઈ જવા લાવવાનું કામ કરીને ફળ કે બીજ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે.

---

# પાઠ ૬૫ મો.

## મગર

### ભાગ ૧ લો.

પેટ ઘસડીને ચાલનારાં પ્રાણી'=સાપ, ગરોળી. કાચબો, મગર, ઘો, વિગેરે પ્રાણી.

લિલાશ પડતા રંગની= સહેજ લીલો જણાતા રંગની.

ધાબાં=જુદી જુદી જાતના ભેગા થએલા રંગના ડાઘા.

પાસાપર=નીચલાને ઉપલા ભાગની વચ્ચેના ભાગપર

સુસ્ત=આળસુ

ડુબકી મારે છે= શરીરના દેખાતા ભાગને પણ પાણીમાં ડુબાવી દેવો તે

પછાડી=પટકાવી, અફાળી.

---

## પાઠ ૬૬ મો.

### મગર

### ભાગ ૨ જો.

મુખ્ય=મૂળ, ખાસ.
ભક્ષ્ય=ભક્ષ, ખાવાનો ખોરાક
સપાટામાં=ઝપાટામાં, ફટકામાં.
અજમેરમાં=રજપૂત રાજ્યોની વચમાં એ નામનો બ્રિટિશના કબજાનો થોડો ભાગ છે તેમાં
વર્ણવાએલી=વિગતવાર લખાએલી.

---

"મગર ઘણી જાતના થાય છે. એ ઘણે ભાગે ગરોળી કે પરવલીને મળતાજ હોય છે. એનો દેખાવ બેડોળ હોય છે. એનું તમામ શરીર કઠણ હોય છે. પૂછડાપર કરવત કે આરીના જેવા દાંતા હોય છે તેવડે શિકારને પછાડે છે. એ નિર્જીવ લાકડાની પેઠે શિકારને ફસાવવા પડી રહે છે. માટે કોઇપણ અજાણ્યા જળાશયમાં એમને એમ ખાતરી વગર હાથ કે પગ મૂકવો નહિ; એજ ઉત્તમ છે. એનાં ઈંડાં નોળિઆ શોધી શોધીને ખાઈ જાય છે તેથીજ જોઇએ તેટલો વધારો થતો નથી. જ્યારે એના દરમાં આંકડાનાં ડાળાં પાંદડાં સાથે રાખવામાં આવે છે ત્યારે એ અંદર ગુંગળાઇને મૃત્યુ પામે છે."

---

## પાઠ ૬૭ મો.

### વરસાદ અને ઝાકળ

### ભાગ ૧ લો.

ઝાકળ=દીવસના બનેલી વરાળ થોડે ઊંચે જઇ મળશ્કે ઠરીને નીચે પડે તે.
કલાકેક=આશરે એક કલાક.
કોરાં=સૂકાં, ભીનાશ વગરનાં, વજરાયા વગરનાં.
કડાક=કડ દઇને ઉપરા ઉપરિ અવાજ મશળતાં થાય એવાં, કડક.
વરસ્યા=ઘણે ઉંચેથી છંટાયા.
છિદ્રાળુ=ઝીણાં ઝીણાં કાણાં વાળી.
આહેદાની=કીટલી, ચાહાની, ચાહ ઉકાળવાનું નાળચા-વાળું વાસણ.
નાળાં=નાની નદી, ખાડી, કોતરડાં.
મહા સાગરમાં=મોટા સમુદ્રમાં.
( પૃથ્વી ઉપર મહાસાગર પાંચ છે. ઉત્તર, દક્ષિણ, હિંદી, પાસિફિકને આટલાંટિક. )
રૂપમાંજ=આકારમાંજ.

---

## પાઠ ૬૮ મો.

### વરસાદ અને ઝાકળ

### ભાગ ૨ જો.

ઉલટું=ઊંધુ, અવળું.
બિંદુનાં=ફોરાંના, ટીપાંના.
બરફના=પાણી ઠરીને બનેલા પત્થર જેવા નક્કર પદાર્થના.
કરાંનો=બરફના કડકાનો.

---

સુકી હવા ને ગરમી એ બન્ને ભીનાશને પાણીની હંમેશાં ભૂખી હોય છે.

તેથીજ જ્યાં સૂકી હવા કે ગરમી હોય છે, ત્યાં કૂવામાં પણ પાણી નિકળતું નથી એવા પાણી વગરના ભાગ ને વેરાન કહેછે. ગરમી કે સૂકી હવાથી ઉલટું કામ ઠંડી કરેછે. ઠંડી વરાળનું પાણી બનાવે છે, તેનાં જુદાં જુદાં રૂપ તે વરસાદ, ઝાકળ, ધૂમસ, કરાં છે. શિઆળામાં હવા ઠંડી જણાય છે, છતાં તે સૂકી છે; કારણ કે શરીરપરનીચામડી ફાટે છે. પૃથ્વી પર જમીન કરતાં ત્રણગણું પાણી ભરેલું છે. હિંદુસ્તાન વિગેરે કેટલીક જગ્યાએ નદી, તળાવ, કૂવા વિગેરેથી પાણીનાં ભરપુર સાધન ઇશ્વરે આપેલાંછે. પાણીને ગરમીવિના તથા હવાવિના અન્ન કે વનસ્પતિ થતાં નથી, ને અન્ન કે વનસ્પતિ વિનાં પ્રાણીઓ જીવી શકતાં નથી. ખરેખર આપણા ઉપર પ્રભુની ઘણીજ મહેરબાની છે. કૂવાના પાણી કરતાં વરસાદ ને ઝાકળ વનસ્પતિને અમૃત સમાન છે."

---

## पाठ ६९ मो

### काचबो काचबी.

सागरमां=समुद्रमां, दरियामां.

बी=हा, बरोबर, खरेखर.

दर्शन कारण=भगवानना दर्शन माटे.

વિશ્વાસ=ભરોસો, ખાતરી.
( પ્રભુ પર ભરોસો રાખીને. )
આવંતાં=આવતાં આવતાં.
ભાળ્યાંરે=જોયાંરે.
( પારધીએ જોયાંરે. )
ઝાલીને=પકડીને.
( દોરીવડે બાંધીને માર માર્યોરે.
ધારણ=ધરી, પકડી.
ધીર=ધીરજ.
ઉગારશે=બચાવશે.
વ્હાલો=વહાલવાળો.
જુગતે=જુક્તિથી, યુક્તિથી.
જાદવ વીર=જદુ રાજાનાં વંશના તે જાદવ ને જાદવમાં બહાદુર તે જાદવ વીર કે કૃષ્ણ.
ચિંતા=ફીકર.
શરણે=તાબે.
માધોરે=માધવનું લાડકું નામ માવો, માયા લક્ષ્મી વિગેરેના ધણીરે.

વારતી=અટકાવતી, રોકતી.
કંથ=ધણી, પતિ.
કહેણ=કહેવું.
કાળ આવ્યો=ભયંકર વખત આવ્યો, મૃત્યુ આવ્યું.
ઢાળો=નીચે નાંખો, નીચે કરો.
નેણ=આંખ.
ઢાળો નેણ=નીચી આંખ કરો.
સારંગ પાણી=શાઙગ એટલે શિંગડું ને પાણી એટલે હાથ ઉપરથી જેના હાથમાં શિંગડાનું બનેલું ધનુષ છે તે.
મોત નિશાનીરે=મોતનું ચિન્હરે.
અબળાને=બળ વગરનીને, સ્ત્રીને.
ઇતબાર=ભરોસો.
કોટિ=કરોડ, સો લાખ.
'ગાણું પોતાનું ગાય'=બીજાનું કહેલુ ન સાંભળે, ને

પોતાનું જ કહેલું ખરૂં માનીને તેને બોલ્યા કરે.

बो’णी=વહોણી, વિનાની.

पोणो=નબળી, કમજોર, પગની પાનીએ.

राखणहारो=રાખનારા

राम=રામચંદ્રજી, પ્રભુ.

केना=કોઇના.

स्वाम=સ્વામિ.

टाणे=વખતે, ટાંકણે.

मति=બુદ્ધિ, વિચાર.

मुझाणीरे=અકળાઇરે, કંટાળીરે.

त्रूटया=તૂટયા, તૂટી ગયા.

झालवुं=પકડવું.

ताणीरे=ખેંચીરે.

त्रिकमजी=ત્રિ વિક્રમજી.

(ત્રિ એટલે ત્રણ. વિક્રમ એટલે પગલું, ઉપરથી, વામન અવતારમાં ત્રણ પગલાથી સ્વર્ગ મૃત્યુ ને રોકી ત્રીજા પગલાથી બલિરાજાને પાતાળમાં ચાંપેલા.)

त्रणलोकमां=સ્વર્ગ મૃત્યુ ને પાતાલમાં.

अटक पडी=અટકી પડયાં.

आतमना=આત્માના, જીવના.

उद्धार=મોક્ષ, છુટકારા.

(મોક્ષ આપનારા, તારનારા.)

छोगाळा=છોગાં રાખનારા, છેલીઆ, ફુકકડજુવાન.

बेलीरे=મદદગારરે, હિમાયતીરે, સાથીરે.

उगारे=બચાવે.

जगदीश=જગતના દેવ ઉપરથી પરમેશ્વર.

सळगावी मूक्यां=ચોગરદમ અગ્નિ લાગ્યો તેથી જાણે સળગાવી મૂક્યાં.

ओर्यां=નાંખ્યાં ધીમે રહી નાંખ્યાં.

बीचोबीच=વચ્ચો વચ્ચ.

राखुंपाण=તારોજીવ બચાવું.

ભાલાનાંબાણ=ધનુષમાંથી તીરને બદલે જાણે ભાલાજ છુટતા ન હોય ? ( આકરાં બાણ. )

વારુરે=હારે.
( રે શબ્દ વાકય પુરું કરવા માટે છે. )

કરતાર=કરનાર કે સર્જનાર ઉપરથી પરમેશ્વર.

તંત=હઠ, નિયમ, મમત.

પગ=પગલું.

મરિયેરે=મૂકીએરે.

વિઠ્ઠલજી=જગત્‌ને વિંટવાવાળા ઉપરથી વિઠ્ઠલ કે પરમેશ્વર.

વારે=વહારમાં, મદદમાં, સહાયમાં.

શામળા=શ્યામળા, કાળાશ પડતા કૃષ્ણ.

સાર=સારૂ, રૂડુ, મઝેનું, ભલું.

હાંસી=મશ્કરી, ફજેતી.

પ્રભુ=વિશેષ સારૂં કરનાર ઉપરથી પરમેશ્વર.

પતીત=પતિજ, ભરોસો, વિશ્વાસ, ખાતરી.

કેશવજીએ=ઉત્તમ કેશવાળા ઉપરથી કેશવજીએ કે પરમેશ્વરે.

મેઘ=વરસાદ.

મલાર=એ નામના રાગ ગાતાં થતો પુષ્કળ વરસાદ.

મેઘમલાર=મહાલતો વરસાદ, છુટથી પડતો વરસાદ.

ભોજલ=કવિ ભોજો ભગત.

તારશે=દુઃખકે મુશ્કેલીમાંથી છોડાવશે, તેરવશે, પાર ઉતારશે.

---

**"પ્રભુ, ભકતની કસોટી માટે દુઃખ પાડે છે; તેમાંથી ચળાયમાન થવાય તો ભકિતમાં ખામી**

આવે છે, ને ભકિત નકામી જાય છે, માટે ગમે તે દુઃખ આ વી પડે તો પણ બની શકે એવા ધારેલા કામમા પ્રભુપર ભરોસો રાખી છેવટ સુધી મંડયા રહીએ તોજ કામ સિધ્ધ થાય છે. કાચબાની વહારે છેવટે પણ પ્રભુ ધાયા વિના રહ્યા નહિ. ખરેખર નિર્દોષ જીવની પાવત્ર પ્રાર્થના પ્રભુ સાંભળે છેજ. સાચો ભગત જાતે તરે છે ને સાથેનાને પણ તારે છે."

---

## પાઠ ૭૦ મો.

### પારસી દોખમું.

દોખમું=પારસીઓના શબને ઠેકાણે પાડવાની જગ્યા, દખમું.

શબને=મુડદાને.

અગ્નિદાહ=દેવતા વડે શબને બાળવું તે.

અહુર મઝદનું ચિન્હ=પ્રભુની નિશાની.

નિકાલ=છેડો, અંત, ફૈંસલો.

અન્ત સમય=મરવાનો વખત.

કલામા=વચનો, બોલો.

લોબાન=એક જાતનો ગુંદર.

ઘેઆન= પારસી ઠાઠડી, પારસી નનામી.

નસે સલાર=પારસીનું મુડદું ઊંચકનારા ખાસ હોય તે.

ઘે સારે છે=ધર્મ શાસ્ત્રનાં વચન ભણે છે.

ક્ષણિક=જરાવાર ટકે એવો, ઝટનાશ પામે એવો.

અધ્યારૂઓ=પારસી ધર્મ ગુરૂઓ ભટ જેવા.

ગંભીર=ભારેખમ, ઠરેલા, આશ્ચર્ય તેમ ભય ઉપજાવે તેવું મોટું.

રૂહ=આત્મા, જીવ.

પરલોકમાં=બીજા લોકમાં, જીન્નત કે દોજખમાં

સુખડ હોમે છે=સુખડને બાળે છે.

સમક્ષ=રૂબરૂ, સામે, નજર આગળ.

ઉઠમણાનો=મુઆના શોકમાંથી ઉઠવાનો.

દશાને દહાડે=મર્યાના દશમે દિવસે.

---

"દાહ ચાર જાતના છે; અગ્નિ દાહ, ભૂમિદાહ. જળદાહ, ને સૂર્યદાહ. હિંદુઓનો ઉજળીઆત વર્ગ અગ્નિદાહથી, હિંદુઓનો હલકો વર્ગ અને મુસલમાન તથા ખ્રિસ્તિ વર્ગ ભૂમિદાહથી, દરિયા કિનારાના કેટલાક જળ દાહથી, અને પારસી સૂર્ય દાહથી શબનો નિકાલ કરે છે. ગીધ પક્ષી ઊંચે રહેનાર હોવાથી રૂહને જીન્નતમાં કે બહેશ્તમાં લઈ જનાર ગણાય છે."

---

## પાઠ ૭૧ મો

### રીંછ.

મદારી=માંકડાં રીંછ સાપ વિગેરેને કેળવી ખેલ કરનાર, વાદીગર, ગરૂડી.

ચઢ ઉતર=વારંવાર ચઢવું ને ઊતરવું તે.

વગડામાં=જંગલમાં, સીમાડામાં.

સ્તબ્ધ=સ્થિર થઇ ગયા જેવું, હાલ્યા ચાલ્યા વગરનું, ઠિંગ થઇ ગએલું.

ધાડા=ભરાઉ, ઘટ્ટ, ખીચો ખીચ.

બખોર=પોલાણ.

"ઘણો વખત ખાધા વિના જીવી શકે છે=ઊંટની પેઠે પોતાના કલેજામાં ભેગી કરેલી ચરબી પર જીવે છે.

કદ્રૂપું=બેડોળ, ખરાબ દેખાવનું, વરવું.

કઢંગી=ઢંગ વગરની, ઠેકાણા વગરની, બેડોળ.

---

"રીંછ ધોળાંને કાળાં એમ બે જાતનાં થાય છે, બળદની પેઠે નાથીને કે મોંપર મજબૂત મોરડો ઘાલી મદારી કબજે રાખે છે. અરીઠાના બીને રીંછ પાસે ફૂંકારાવી બજર બહુ તરીકે બાળકોને નજર ન લાગે માટે મદારી લોકો તે વેચે છે. આખે શરીરે ભરપુર વાળ હોવાથી, મધ માખનો ડંખ પણ લાગતો નથી. ઝાડ ઉપર ઘણે ભાગે ઊંધે મોંએ પણ ચઢે છે. રીંછ બેડોળ ને ભયંકર પ્રાણી છે. ધોળાં રીંછ બરફવાળા મુલકમાં થાય છે."

---

## પાઠ ૭૨ મો.

### ફળ અને બીજ

### ભાગ ૧ લો.

પરિપકવ=બરાબર પાકેલું, ચારે મેરથી પાકેલું.

**હાનિ**=નુકસાન.
**સંશય**=શંકા, સંદેહ, મનનું સમાધાન ન થવું તે.
**બીજપાત્ર**=મીંજની ઉપરનું સખત છોડું, બીજને રહેવાનું ઠેકાણું.
**ગર**=માવો, ઉપરની છાલ અને બીજપત્ર વચ્ચેનો પોચો ખાવાનો પદાર્થ.
**આલુ**=ગોર જેવડું ઉપરનો ગર ખવાય તેવું સૂકું ફળ, જેમાંની મીંજ બદામના મગજ જેવી હોયછે તે.
**જાંબુ**=જાંબુડું, ચોમાસાની શરૂઆતમાં કાળાશ પડતું ફળ પાકે છે તે.
**નારંગી**=રાતા પીળા કે નારંગી રંગનું લાડુ જેવડું ખટ મધુરા રસ વાળું ફળ.
**લીંબુ**=ઝણઝણાટ વાળા ખટ રસનું નાનું ફળ, નારંગી જેવું મીઠું લીંબુ પણ હોય છે.
**પીશીઓ**=પાતળા પડથી છુટા પડતા કકડાઓ.
**'ભૂખ ઉઘાડી પાચકથાયછે'** ભૂખ લાગી ખોરાક ખવાય છે ને ખોરાકને પચાવે છે.
**બદામ નીકળેછે**=બદામની મીંજ કે મગજ જેવું નીકળે છે.
**'બે અડધીઆની વચ્ચે એનું બી રહેલું છે?'** બે દાળની વચ્ચે નાકા આગળ પાતળા ધોળા પડજેવું હોય છે તે બીજ છે.
**ફણગો**=પીલો, કાંટા જેવો કુમળો ભાગ.

---

## પાઠ ૭૩ મો.

### ફળ અને બીજ
### ભાગ ૨ જો

'બે છિદ્રો દેખાય છે ત્યાં બીજ રહેલું છે'= બે નહીં પણ ત્રણ કાળા ચાઠાં જેવાં છિદ્ર હોય છે. તેમાં બે ચાઠાં આગળ બીજ રહેલું છે તેમાંથી ત્રીજા ચાઠાં વાટે ફણુગો ફુટે છે.

રાયતું=રાઇવાળું.
( દહીંની સાથે કોપરૂં કે બીજા કોઇ ફળની ઝીણી કાતરી કરી સાથે મસાલા નાંખી રાઇ ઘણી જણાય તેમ નાંખી બનાવાય છે તે. )

'આંકડી જેવું હોય છે'= આંકડા જેવું એટલે ઉપરનો કાંટા જેવો ભાગ સહેજ નીચે વળેલો હોય છે.

અવકાશ=નવરાશ, વખત.

કિવનાઇન=કોઇલીંન, તાવ ઉપર અપાતી કડવી ટીકડી કે ભૂકી જે ધોળા કે ગુલાબી રંગની અપાય છે તે.

સિન્કોના=એ જાતનાં ઝાડ.
( મહાદ્વીપ લંકાને મલબાર વિગેરે પ્રદેશમા થાય છે. તેની છાલના રસનુ કિવનાઇન બને છે.)

ગ્રંથો=મોટા પુસ્તકો.

ભુર્જપત્ર=ભોજપત્ર.
( બરફવાળા પ્રદેશમાં ભોજ નામનાં ઝાડ થાય છે તેના મોટી છાલ કે પાંદડા ઘણા વખત નાતાલ જઇ આવનારા ત્યાંથી એવી મોટી છાલ લાવે છે તે ભોજપત્રકે ભૂર્જ પત્ર છે. )

"ફુલની નીચે ઇંડાંના આકારની કોથળી હોય છે, તેમાં બીજ પાકનાં

ખોખાંમાં હોય છે, તે ખોખાંમાં નર કેશરની રજ સ્ત્રી કેશર વાટે આવી દાખલ થાય છે. દરેક બીજપાત્ર એકેક રજ લે છે. આખી કોથળી તેજ ફળ હોય છે. ગર બીજ પાત્રનું પોષણ કરે કરે છે. ઘઉં, જુવાર, ડાંગર વિગેરે જેની દાળ ન પડે તેવાંનું બીજ તેના ઉપર જણાતા નાકા આગળ બે દાળ વચ્ચે પાતળા ધોળા પડરૂપે હોય છે. ધાણાનું બીજ દરેક દાળમાં હોય છે તેથી તેની દાળ પાડી વવાય છે. જેનું ફળ થતું નથી, તેનું બીજ છોડના ગાંઠા આગળ આંખ જેવું જણાય છે ત્યાં હોય છે.

તેમાંથી પીલાકે ફણગા ફુટે છે. જેમકે શેરડી. ગુલાબ, મોગરો વગેરે કંદ, બટાકા, સુરણ વિગેરેનું બીજ એ ઉપર જણાતા ખાડા ખાડા કે ટેકરા ટેકરા જેવા ભાગ આગળ હોય તે આખું બીજ તરીકે ગણાય છે. છતાં કેટલાક મોં વાળો ભાગ બી તરીકે વાપરે છે. કેટ-લાકનાં બીજ પાંદડાંમાં હોય છે, જેમકે એલચો, અજમોદ વિગેરે, એમાં કાતરા કાતરા જણાતા ભાગ એ બીજ છે. સૌથી ટકાઉ બીજ રૂદ્રાક્ષનું છે, જેની માળા ભક્ત લોકો પહેરે છે, એ લગભગ સો વરસ સુધી બગડતું નથી. વડનું બી

પ્રમાણમાં બહુજ નાનું હોય છે. સૌથી મોટું બીજ નાળીએરનું હોય છે. સૌથી મોટાં ફળ કોળાંને ફણસ છે."

---

## પાઠ ૭૪ મો.

### અમદાવાદ જીલ્લો:

### મુખ્ય સ્થળ

### ભાગ ૧ લો.

પાટનગર=રાજ ગાદીવાળું મોટું શહેર.

મેન્ચેસ્ટર=પૃથ્વી પર ઉત્તમમાં ઉત્તમ ઘણું કાપડ બનાવનાર કારખાનાવાળું ઇંગ્લાંડમાં ગામ છે.

'અમદાવાદ તે હિંદુસ્તાનનું મૅન્ચેસ્ટર છે'= પૃથ્વીપર કાપડને માટે જેમ મૅન્ચેસ્ટર પ્રખ્યાત છે, તેમ હિંદુસ્તાનમાં અમદાવાદ છે.

સુલતાન=નાનો પાદશાહ.

ભદ્ર=કલ્યાણકારી માતાવાળું મોટું સ્થાન કે કચેરીઓવાળું મોટું સ્થાન.

પેશ્વા=મરાઠા રાજાના મુખ્ય પ્રધાન.

(જેઓએ પાછળથી પુનામાં પોતાની ગાદી સ્થાપેલી તે.)

કોલકરાર=કબૂલાતી લખાણ, શરત, તહનામું, એક બીજા વચ્ચેનો કરાર.

કંગાળ=ઘણીજ ગરીબ, નિર્માલ્ય, દરિદ્રી.

પાત્ર=તળિયું, તળિઆની જમીન.

પરાં=શહેરના કોટની બહારના મહોલ્લા, શહેરના કોટની બહારનો લત્તો [illegible].

**છવાયાં**=ઢંકાયાં, ઘેરાયાં.

**ગર્દાબાદ**=ધૂળથી આબાદ. (ગર્દ એટલે ધૂળ.)

**બિમારિ સ્તાન**=માંદગીનું સ્થાન. ( બિમારિ એટલે માંદગી )

**જહાનમા બાદ**=નર્કથી આબાદ. ( જહાનમ્ એટલે નર્ક )

**અરસામાં**=અવસરમાં, વખતમાં, દરમ્યાનમાં.

**ઉતારાથી**=લખાણની નકલથી.

**લંડન**=અંગ્રેજી મુલકની રાજધાની, ( જે દુનિયામાં સૌથી મોટું છે, ને ઈંગ્લાંડમાં આવેલું છે. )

**ઓસારવાળો**=જાડાઇવાળો, પહોળાઇ વાળો.

**ઘટામાંથીજ**=ઝાડોનાં ડાળાં ને પાંદડાંના ભરાવામાંથીજ, ઘણા ઝાડના છાંયામાંથીજ.

**જડીઆ**=પચ્ચીગર, સોનાના ઘાટમાં ઝવેરાત બેસાડનાર.

**કરિયાણાં**=વસાણાં, ગાંધી આટાં ( ગરમ, તીખી, કડવા કાંટણી વિગેરે જુદી જુદી જાતની વનસ્પતિઓ. )

**ખંભાત**=( અમદાવાદથી દક્ષિણે ને વડોદરાથી પશ્ચિમે એ નામના અખાતપર આવેલું ગામને નવાબી રાજ્ય છે. જ્યાંની સૂત્રફેણી નામની મીઠાઇ વખણાય છે- અખાત એટલે દરિયાનો સાંકડો ભાગ જમીનમાં ગએલો તે.

---

## પાઠ ૭૫ મો.

### અમદાવાદ જિલ્લો

### મુખ્ય સ્થળો.

### ભાગ ૨ જો.

**ભવ્ય**=ભભકાદાર, શોભાવાળુ, મનોહર.

**મ્હારાદો**=મહેલો, મોટી હવેલીઓ.

**રમ્યતા**=સુંદરતા.

**સંગીનતા**=મજબુતાઈ.

**ભરચક**=ભરપુર.

**ઇમારતો**=બાંધકામ.

**જોમમાં**=જુસ્સામાં,

**ટોડા**=ઝરૂખાવાળા ચણેલા મોટા થાંભલાકે મિનારા.

**લારીની**=ખુલ્લી ઠેલણગાડીની.

**ટપાલની**=ડાગની, એક ઠેકાણે થી બીજે ઠેકાણે કાગળ પત્રો વિગેરે પહોંચાડવાની ગોઠવણની.

**કારંજનું**=ફુવારાનું, ફુવારા વાળા બાગનું.

**સભાગૃહ**=સભાભરવાનું ઘર.

**સાહિત્યની**=ભાષાના સાધનોની. (ગુજરાતી ભાષાના.)

**વૃદ્ધિ**=વધારો.

**નાકાપર**=છેડાપર, મોખાપર

**વિદ્યાલય**=વિદ્યાનું સ્થાન. (પુરુષ શિક્ષકના વિદ્યાલયને મેલટ્રેનિંગ કોલેજ અને સ્ત્રી શિક્ષકના વિદ્યાલયને ફિમેલટ્રેનિંગ કોલેજ કહે છે.)

**હાકેમે**=હુકમ ચલાવનારે, સુબાએ.

**શાહઆલમનો**=એ નામના મુસલમાન પાદશાહનો. (શાહ એટલે પાદશાહ, આલમ એટલ દુનિયા.)

**સરખેજનો**= અમદાવાદથી દક્ષિણે એ નામનું ગામ છે ત્યાંનો.

**રોજે**=મોટી કબર.

**ચંદ્રકાળા**=ચંદ્રકળા, સ્ત્રીઓને પહેરવાનું એ જાતનું કાળારંગનું કપડું, કાળું મોગરું.

**પરગજુ**=ઉદાર, પરોપકારી, દયાવાળા.

**ઠાવકા**=ઠરેલ ને વિવેકી.

**શાણા**=ડાહ્યા.

**સપ્તર્ષિના**=સાત ઋષિના. (મરીચિ, અત્રિ, પુલહ, પુલસ્ત્ય, ક્રતુ, અંગિરસ, વશિષ્ઠ.)

**કાર્તિકીપર**=કાર્તિક પુનેમપર.

---

"અમદાવાદ ઈ. સ. ૧૪૧૧ માં વસ્યું છે. એ ગુજરાતની રાજધાની છે. ત્રણ લાખ માણસ વસે છે. એમાં લગભગ ૧૦૦ સુતર ને કાપડનાં કારખાનાં છે. હિંદુસ્તાનમાં સૌથી વધારે કાપડ બનાવનાર એજ શહેર છે. તેમ ધનાઢ્ય પણ છે. રેશમ, કસબ, ને સુતર વડે આબાદ છે. કાઠિઆવાડમાં મીઠું પકવનાર ખારા ઘોડા નામનું વીરમગામથી આથમણું ગામ છે; તે આખા ગુજરાતને મીઠું પૂરૂં પાડે છે. વીરમગામ પણ મોટું શહેર છે. અમદાવાદ ખરેખર જોવા જેવું છે. એ શહેરની પાસે સાબરમતી આશ્રમ પણ જોવા જેવો છે."

---

## पाठ ७६ मो.

नरसिंह महेतानी हुंडी (१)

नरसिंह महेतो=પ્રખ્યાત ગુજરાતી કવિ કે પ્રભુનો એ નામનો સાચો ભગત.
( મહેતા અટક છે. )

ब्राह्मण=નાગર બ્રાહ્મણ.

हुंडी=નાણાં મળવાની ચિઠ્ઠી.

तीरथवासी=જાત્રાળુ, તીરથે તીરથે ફરનારા.

साहुकारी=શરાફી, નાણાવટી, નાણાંના વેપારી.

आलो=આપો.
( કરી આપો. )

मनसुबो=વિચાર, ઈરાદો, ધારણા.

कने=પાસે.

शिकारशे=ભરશે, નાણા મળવાનું લખી આપશે, સ્વીકારશે.

निसर्या=નિકળ્યા.

मारी सांभळो=મારી વાત સાંભળો.

सुरती सिक्काना=સૂર્યની છાપના.
( જે અસલ સુરતમાં ચાલતા તે. )

थकी=કોથળી.

शामळशानु=શામળાનું.
( શ્યામ ઉપરથી શ્યામળાને શામળા, જાણે વણિક હોય તેમ શામળશાનું. )

मतु=સહી.
( જાણે શામળશાજ હુંડી લખી આપતા હોય તેમ. )

शाख=શાક્ષી, મતુંકર્યાની સાહેદી.

भरे छे=કરે છે.
(ચંદ્ર સુરજની શાખ કરેછે.)

लजा=લાજ, આબરૂ.

लजा कहे छे=લાજ રહેવાનું કહે છે.

અવિનાશી=જેનો નાશ ન થાય તે, પરમેશ્વર.

પંથ=રસ્તો.
( રસ્તે. )

વોળાવ્યા=વળાવ્યા, સુખરૂપ મોકલ્યા.

સાધુસંતન=સાચે રસ્તે ચાલનારાને તથા સન્યાસીને.

રસોયું=રસોઇ.

ભાવતણ=લાગણીના, લાગણીથી.

થાળ=ભોજન પીરસેલી થાળી.

ચડાવ્યા=ચઢાવ્યા.

ઠાકરન=ઠાકોરજીને, કૃષ્ણની મૂર્તિને.

બેઠા પંગતા=ભેગામળીને જમવા બેઠા.

દીધાં પીરસી એઠાં=પીરસીને જમાડયા પછી જે પત્રાળાં એઠાં હતાં તે મહેતાએ કાઢી નાંખ્યાં.

વાંસે=પાછળ, છેલ્લે, પછવાડે.

અબ=અત્યારે, હમણાં. :

---

## पाठ ७७ मो,

### नरसिंह महेतानी हुंडी (२)

घेला=ગાંડા.

फाळ=ધ્રાસકો, એભક.

नग्रमां=નગરમાં.

खोडखांडा=કોઇ શાહુકારજ નથી.

ठग=લુચ્ચા, છેતરીને લઇ લેનાર.

कर्म कपाळे=કપાળપર લખેલા નસીબે કે ભાગ્યે.

उदास=દિલગીર, નાખુશ, ગમગીન.

बेउ थया एकठा=તીરથવાસીને શામળશા ભેગા થયા.

महेता=ગુમાસ્તા, મુનીમ, શેઠના નોકર.
कोरा=વાપર્યા વગરના,
खडखडता=ખડીંગ ખડીંગ અવાજ થાય એવા.
रखे=નહિ
भडवडता=ગભરાતા, બગડતા.
जेगोपाळ=વૈષ્ણુવોનો વિવેકાચાર, જે શ્રીકૃષ્ણ. ( નમનતા તરીકે છે. )
'लखी पडी पूरा करि आल्या'= લખ્યા પ્રમાણે પૂરા કરી આપ્યા.
सतगुरु=સાચાગુરૂ, પ્રભુ. ( તીરથવાસીને બોધ આપ્યો કે તમે હંમેસાં સાચા ધણિનોજ સંગ કરજો. )

---

"પ્રભુને ભરોસે ખરેખરા ભક્તિ ભાવથી કામ રાખીએ તો પ્રભુ પૂરૂં કરે છે. હુંડીની પેઠે પિતાનું શ્રાદ્ધ, શામળશાનો વિવાહ કુંવરબાઇનું મામેરૂં વિગેરે ઘણા કામ પ્રભુએ ભક્તની લાજ રાખવા કરેલાં છે. છેવટે પ્રભુએજ શામળશાહ તરીકે 'સાચા ધણિનો તમે સંગ કરજો' એ બોધ આપ્યો છે; તે યાદ રાખી આચરણમાં મુકવા ચુકવું નહિ."

---

## પાઠ ૭૮ મો.

## સુરત જિલ્લો.

### મુખ્ય સ્થળ

### ભાગ ૧ લો.

માત્ર=ફક્ત.
શાહબુદ્દીન ગોરીના=ગીજનીનો ( કાબુલનો

પાદશાહ જેણે પૃથ્વીરાજને સાતમી વખતેજ હરાવી દિલ્હીની ગાદી લીધેલી તેના. (ઇ. સ. ૧૧૯૩માં.)

**સરદાર**=આગેવાન, મુખ્ય ઉપાર.

**કામરેજ ગામના**=સુરતથી ઉગમણા તાપીને કાંઠે આવેલા એ નામના ગામના.

(જેનું મૂળ નામ કામાવતી નગરી હતું.)

**તવંગર**=પૈસાદાર.

**સુરત**=સારા દેખાવ ઉપરથી

(સુરતાને સુરજ નામની સ્ત્રીઓ સૂર્યપુરમાં લાંબા વખતથી રહેતી હતી; તેમાં સુરતાની અઢળક દોલતથી વસ્યું, માટે સુરત, સૂરજ અનાવિલ જ્ઞાતિની હોઇ એનો પુત્ર ગોપી ઇ. સ. ૧૪૯૭માં જન્મ્યાનું જણાય છે એ વખતે કામરેજ આબાદ હતું. સુરતની જગ્યાએ પ્રથમ વાઘવાડી નામની કામરેજના કબજાની વાડી હતી. પણ સૂરજને સાસરે ખંભાતમાં કંઇ આળ આવવાથી વાઘવાડીમાં આવી રહી હતી. ત્યારથી સૂરજ-વાડી નામ પડ્યું. સુરતા આરબ દેશની હતી. અને પુષ્કળ ધન માલ વાળી હતી. સૂરજ સાથે સગી બેન જેવા ભાવથી રહી હતી. અને તમામ ધન ગોપીને પોતાની યાદગીરી રહે તેમ વાપરવા આપી ગઇ હતી.)

**ગોવળકોંડા**=દક્ષિણમાં નિઝામના રાજ્યમાં આવેલું ગામ.

(જ્યાં હીરા નિકળે છે તે ગામ)

**બરાનપુર**=તાપી નદીના મૂળ તરફ એ નામનું ગામ છે.

(જ્યાં કસબી ઊપરાણા કે સેલા સારાં થાય છે તે.)

**લાહોર**=પંજાબની રાજધાની.

(મૂળરામના પુત્ર લવે વસાવેલું તે ઉપરથી પડેલું નામ.)

**કોંકણ**=દખ્ખણથી મૂંબઇ સુધીનો દરિયા કાંઠાનો મુલક.

**મલબાર**=કોંકણથી માંડી ઠેઠ રામેશ્વર સુધીનો દરિયા કાંઠાનો મુલક.

**પેગુ**=બ્રહ્મદેશમાં બંદર છે.

**મલાક**=બ્રહ્મદેશની દક્ષણે મલાયા છે ને તેની દક્ષિણે એ નામનું બંદરછે

**સુમાત્ર**=મલાકાથી આથમણો એ નામનો મોટો બેટ છે.

**૮૪ બંદરનો વાવટો**=ચોયાસી બંદર સાથેનો વેપાર કરનાર.

**અફીણ**=ખસખસના છોડનાં જીંડવાં ા ગુંદર.
( માળવામાં વધુ થાય છે. )

**જાહોજલાલીમાં**=મોટા વૈભવી ઠાઠ માઠમાં.
( મોટાઇ અધિકાર, ધન, અને ગુણ વગેરેનો જે દબદબો તેમાં. )

**કોટ સફીલ**=કોટની પાડોસનો કોટને લાગતો.

**ભાગોળ**=દરવાજા.

**ફરમાન**=હુકમ.

**હૈદ્રાબાદ**=નિઝામના રાજ્યની રાજધાની.

**ઔરંગાબાદ**=નિઝામના રાજ્યમાં શહેર છે.

**ફ્રેંચો**=ફ્રાન્સ દેશના લોકો.

**અર્થે**=માટે, કાજે, વાસ્તે, સારૂ.

**કોઠી**=વખાર, થાણું.

**પોષ્ટ ઓફિસ**=ટપાલની કચેરી.

**'પાતાળી હનુમાનના'**= પાતળમાંથી મળેલા હનુમાનના.
( હનુમાન એટલે રામચંદ્રજીનો પરમ બ્રહ્મચારી સેવક. ખરેખરા

બળવાળો કે જેણે રામેશ્વરથી લંકામાં કૂદકો માર્યો હતો તે. )

**આરંભમાં**=શરૂઆતમાં.

**ફિરોઝ તઘલખે**=તઘલખ-
નામના મુસલમાની વંશના ફિરોજશાહ પાદશાહે.

**નવાબ**=મોટી જાગીરીવાળો મુસલમાન ઠાકોર કે દરબાર, પાદશાહ તરફનો સુબો.

**પેન્સન**=ગુજરાનને માટે વરસ દહાડે અમુક રકમ આપવી તે.
( નોકરી કરનારને કે જાગીરદારને આપે છે. જાગીરી એ એક જાતનું પેન્શનજ છે. )

---

# પાઠ ૭૯ મો.

## સુરત જિલ્લો.

## મુખ્ય સ્થળ

## ભાગ ૨ જો.

**સંસ્થાનો**=નાના મુલકો, સ્વસ્થાનો
(મોટાં દેશી રાજ્યો, જ્યાં રેસિડેન્ટ રહેછે તે રાજ્યો.)

**કંપનિએ**=વેપારી મંડળીએ, વેપારી ટોળાંએ.

**અસર**=નિશાની, ફળ, પરિણામ.

**આફત**=એકદમ મોટું દુઃખ આવી પડવું તે, મોટીપીડા.

**રેલ**=નદીમાં પાણીનું વધારે ચઢી આવવું તે, પૂર.

**અસલી**=અસલની, પહેલાંની.

**છાયાજ**=માત્ર નામજ, દેખાવજ, ભાસજ.

**બેંકનું**=પેઢીનું, શરાફી દુકાનનું નાણાંની દુકાનનું.

**રાવબહાદુર**=સારાં કામ કરવા બદલ સરકાર તરફથી એ નામનો ઇલકાબ કે ખિતાબ મળે છે તે (રાજા જેવા બહાદુર)

**હોપ પૂલ**=હોપ નામના અંગ્રેજે બંધાવેલો પૂલ. (જેના નામની વાચનમાળા ચાલતી હતી તે હોપ વાંચન માળા કહેવાતી તે)

**હોરવાડ**=વ્હોરવાડ, વોરા લોકોનું રહેઠાણ, સુમનાં વાડ.

**ડુમસની**=દરિયા કાંઠે હવા ખાવાનું સચીનના નવાબના તાબાનું સ્થળ છે. (જેની જોડે ભીમપોરના હનુમાનની જાત્રા ભરાય છે.)

**સિઆમ**=બ્રહ્મદેશને લગતો ઉગમણો મુલક.

**વેપાર ખેડી**=વેપાર કરી.

**સાહસિક**=જોખમ ખેડનાશ.

**રસિક**=મઝાવાળા.

**મોદી આર્ટસ કોલેજ**=કારીગરોની મોદી નામની અટકવાળાની કોલેજ.

**સંસ્કારી**=સારી રીતે સુધરીને તૈયાર થએલા.

**લેખકો**=સારાં લખાણ લખનારા

**અશ્વની કુમાર**=દેવોના વૈદ્ય (સૂર્યની ઘોડીથી થએલા બેપુત્રો)

**આચર્યજી**=ગુરુજી, યજ્ઞ કરાવનાર.

**ગ્રીક વિદ્વાન**=તુર્કસ્થાનની જોડે આવેલો ગ્રીસ દેશ છે ત્યાંનો વિદ્વાન.

**કતારગામ**=સુરતથી ઉત્તરમાં ગામ છે. ( જ્યાંની વાલની પાપડી વખણાય છે.)

કાંતારેશ્વર=જંગલના દેવ.
સિદ્ધનાથ મહાદેવનું=(દરિયા કાંઠા નજીક આવેલું છે. જ્યાં રાગસર શુદી ૧૧ એ જાત્રાનો મેળો ભરાય છે.)
ગોદાવરીના વર્ષ=ગોદાવરી નદીનું મૂળ જ્યાં નાશક પાસે ત્ર્યંબકેશ્વર મહાદેવનું ધામ છે ત્યાં ગોદાવરીમાં જાત્રા બાર વર્ષે આવે છે.
ડાંગના ડુંગ માંથી=(દંડક ઋષિના સ્થાન ઉપરથી ડાંગ નામ પડેલું છે ત્યાંના ડુંગરવાળા ભાગમાંથી વલસાડથી ઉગમણું ધરમપુરનું રાજ્ય છે તેની પાસે છે.)

---

સુરત વડેજ પરદેશીઓ આ દેશમાં પહેલ વહેલો વેપાર જમાવી શકયા છે. સુરતમાં ઘણા સુધારકો થયા છે. સુરતને તાબે અઠ્ઠાવીશ પરગણાં હતાં, ને ઉપરથી સુરત અઠ્ઠાવીશી પણ કહેવાય છે. ખરેખર 'સુરત સોનાની મુરત,' [મુર્તિ] હતું. વનિતા વિશ્રામ, પાટીદાર આશ્રમ, અનાવિલ આશ્રમ, અનાથાશ્રમ, પારસી ઓર્ફનેજ [પારસી અનાથાશ્રમ] અશક્તાશ્રમ, મુમનાવાડનાં મકાનો વિગેરે જોયા જેવાં છે. બરફી, ઘારી, પાપડી ને સાડી વખણાય છે. સુરતી લોક 'લહેરી લાલા' ગણાય છે. સુરત જિલ્લામાં બારડોલી તાલુકો ખાસ સાદો ને સ્વાશ્રયી છે.

---

## અંગ્રેજી રીતે કાળ માપવાનું.

૬૦ સેંકંડ=૧ મિનિટ
૬૦ મિનિટ=૧ કલાક કે અવર
૨૪ કલાક=૧ રાત્રિ દિવસ
૫૨ અઠવાડીઆં=૧ વરસ
૩૬૫ા દિવસ=૧ વરસ

---

## કાળ માપની સરખામણી.

૨૪ સેંકંડ=૧ પળ
૨ા પળ=૧ મિનિટ
૨૪ મિનિટ=૧ ઘડી
૨ા ઘડી=૧ કલાક
૩ કલાક=૧ પહોર.

---

## અંગ્રેજી વરસ ગણવાની રીત.

એ વર્ષ ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ, ૪૭ા સેંકંડ બરોબર થાય છે. આથી મોહનાના દિવસ જુદા જુદા હોય છે.

'ચાર છ નવ અગિઆ-આરમાં તેના તો દીન ત્રીસ, અવરે એકત્રીસ છે બીજે અઠ્ઠાવીસ.'

બીજો માસ ફેબ્રુઆરી છે તેના દિવસ ગણતાં કેટલીક ભૂલ થાય છે. કારણ કે કોઇ વર્ષે ૨૮ દિવસનો, ને કોઇ વર્ષે ૨૯ દિવસનો આવે છે. એ ચોકકસ જાણવા માટે.

'જે સાલને ચારે ભાગતાં શેષ ન રહે તે સાલમાં ૨૯ દિવસ. પણ સૈકાની સાલમાં ઉપરનાં મીંડાં કાઢીએ ને પછી જે આંકડા રહે તેને ચારે ભાગતાં શેષ ન રહે તો ૨૯ દિવસનો, ને શેષ રહે ત્યારે ૨૮ દિવસનો એ માસ આવે તે "લીપ" વર્ષ કહેવાય

---

## હિંદુ વર્ષ.

૨૯ાા દિવસ=૧ ચાંદ્રમાસ.

૩૦ દિવસ=૧ સાધારણ માસ આ ઉપરથી.

૩૫૪ દિવસનું=૧ ચાંદ્ર વર્ષ.

૩૬૦ દિવસનું=૧ સાધારણ વર્ષ.

૩૬૫ા દિવસનું=૧ સૂર્ય વર્ષ. ચાંદ્ર વર્ષ અને સૂર્ય વર્ષ ના મેળ પડવા માટે અધિક કે ક્ષયમાસ આવે છે. અધિકમાસ ૩૨ માસ, ૧૬ દિવસ, ૪ ઘડીએ આવે છે. એટલે તે વર્ષ ૧૩ માસનું ગણાય છે.

વર્ષ વિક્રમનું ને શાલિવાહનનું એમ બે હોય છે કાર્તક શુદ ૧ થી વિક્રમનું ને ચૈત્ર શુદ ૧ થી શાલિવાહનનું બેસે છે. એ બન્ને વર્ષ સાલકે સંવત્ ને શકકે શાકેથી ઓળખાય છે.

૯૨૫ ઓછા કર[illegible]ખાંશ છે. રહે તેને ૧૯ વડે ભાગતાં જો શેષ ૩—૧૧ વધે તો ચૈત્ર, ૦—૧૦—૧૧ વધે તો વૈશાખ, ૮—૧૮ વધે તો જેઠ, ૮—૧૬ વધે તો આષાડ, ૧૬—૧૩ [illegible] વધે તો શ્રાવણ, ૨—૧૩ [illegible]ંશ તો ભાદરવો, ૨—૩ વધે [illegible] આ[illegible] અધિક માસ આવે છે.

---

## હિંદુસ્તાનમાં ચાલતા શાક કે વર્ષ અને તેની માહિતી

વિક્રમ સંવત કે સાલ, કાર્તક સુદ ૧ થી. શાલીવાહન શક કે શાકે ચૈત્ર સુદ ૧થી. ઇસ્વીસન, જાન્યુઆરી ૧લીથી. યઝદેઝરદી કે સત. ફરવરદીન ૧ લા રોજથી. હીજરી, મોહરમ તારીખ૧લીથી

ઇસ્વીસનના આ આંકમાં

...૫
વાહન
...:થી
...ી
...ા આવેછે. આ મેળ
...પર સુધીમાં
...જરી વર્ષ
...તેથી

... લગભગ. ...૮૧
ને બદલે ૫૮૨ બાદ કરતાં
મેળ પડે છે. એમ દર ૩૩
વર્ષે ૧ વધારીને બાદ કરવાથી
જણાય છે.

પારસીમાં બે પંથ છે તે
બેઉનાં વરસ જુદાં છે. શહન-
શાહ ને કદમી. શહનશાહ
વરસ ૩૬૦ દહાડાને ૫ ગાથા
મળી ૩૬૫ દિવસનું ગણાય
છે તેથી વરસ દહાડે ૦। દિવસ
...ટે માટે ૧૨૦ વર્ષે કબીસો
...જવી એક માસ વધારે છે.

કદમીનો ૦। દિવસ ઘટે
લોજ ચાલ્યા કરે છે. એનો
મેળ પડતો નથી. ૧૨૦ વર્ષે
૧ માસ ઘટે છે, તે ઘટેછેજ.

હાલ સંવત ૧૯૭૯, શકે
૧૮૪૪, સને ૧૯૨૨; (પા)
સત ૧૨૯૨, હીજરી ૧૩૪૧
ચાલે છે.

હિંદુ વર્ષમાં ક્ષય માસ
પણ આવે છે તે રાશિમાં
ફરવાની વધઘટ ને લીધે આવે
છે. ત્યારે બે માસનું ભેગુંનામ
લખાય છે. ૧૮૯૮ના સંવતમાં
પોષ માઘનું રુગ્મ લખાયું
હતું. ૧૪૧ કે ૧૯ વર્ષે એક
ક્ષય માસ આવે છે.

---

## "જીવણ-શાસ્ત્રીએ બનાવેલો જાનવરોની ન્યાતનો નકશો."



## પૃથ્વીપર એકી વખતે જુદા જુદા ટાઇમ ચાલે છે તે બાબત.

પૃથ્વી પર ગોળાકાર ને લીધે જુદા વખત ચાલે છે તે જાણવા માટે એજ છે કે- પૃથ્વીના ગોળા પરના નકશા પર ઉત્તરથી દક્ષિણ તરફ જતા જે લીટા જણાય છે. તે રેખાંશ કહેવાય છે પહેલું રેખાંશ લંડન નજીકથી ગણે છે ગોળા પર એ૦ તેમાં ૯ ૧૮૦ છે. દર ૧૫ રખાશ ના તફાવત પડે ૯૦ રેખાંશ ૭૨ ઉ ની કરતા વખત . પશ્ચિમ તરફ ઘટે છે એટલે લંડનમાં મુંબઇ કરતાં ૪ કલાક ૪૮ મિનિટ ઓછા હોય છે.



# 'માતૃ વંદના.'



ઐ માતૃ ભૂમિ તેરે ચરણોંમેં શીશ નમાઊં;
મૈં ભક્તિ ભેંટ અપની, તેરી ચરણમેં લાઊં—ટેક.

માથે પૈ તૂ હો ચંદન, છાતી પૈ તૂ હો માલા;
જિવ્હા પૈ ગીત તૂ હો, મૈં તેરા હી નામ ગાઊં—ઐ.

જિસસે સૂપૂત ઉપજે, શ્રી રામ કૃષ્ણ જૈસે;
ઉસ તેરી ધૂલિકો મૈં નિજ શીશ પૈ ચઢાઉં—ઐ.

માની સમુદ્ર જિસકી ધૂલીકા પાન કરકે;
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં—ઐ.

વે દેશ માન વાલે ચઢ઼કર ઉતર ગયે સબ;
ઓરે રહે ન કાલે તુઝ કો એક પાઉ—ઐ.

સેવા મેં તેરી સારે ભેદોંકો ભૂલ જાઊં;
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સૂનું સુનાઉં—ઐ.

તેરે હી કામ આઉં તેરા હી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં—ઐ.

वदना=સ્તુતિ, ऐ=હે. मातृभूमि=જન્મ ભૂમિ. तेरे=તારા चरणोमें=પગઆગળ, शीश=માથું, मैं=હું, भक्तिभेट अपनी=પોતાની સેવા અને જે હોય તેની ભેટ. पै=ઉપર. चंदन=તિલક, ટીલું. है=છે. जिव्हा=જીભ, गीत तूहो=તારાંજ ગુણનાં ગીત રહો. तेराही=તારાંજ, जिससे=જેથી. सपूत=લાયક પુત્ર. जैसे=જવા, उस=તા, એ. मानी=માનીને, જાણીને. जिसकी= જેની, पान करके=પીને. करता है मानतेरे=તારી મોટાઈ કરે છે, उस पैरको मनाऊं=તે પગને મનાવું. એટલે કે જે પગની ધુળને સમુદ્ર સાફ કરી પીએ છે તે પગને હું રાજી કરૂં. ( એટલે કે રામેશ્વર આગળના ભાગને ) वेदेशमानवाले=જે પોતાના મુલક માનવા વાળા. चढकर उतर गये सब=ચઢીને બધા ઉતરી ગયા गोरे रहे न काले=ચઢીને ઉતરવા વાળા ગોરા કે કાળા રહ્યા નથી. तुझको एक पाउ=તને એકલો હુંજ સેવાથી મેળવું. सारे भेदोंको भूलजाउं=( તારી સેવામાં ) બધા તફાવત ભૂલી જાઉં. वह=તે. प्रतिदिन=દરરોજ सूनुं=સાંભળુ. सुनाउं=સંભળાવું. तेरेही काम आउं=તારાજ ખપમાં હું આવુ. तेराही मंत्र गाउं=તારોજ મંત્ર ગાઉં. मन और देह=મનની અને શરીરની સર્વ શક્તિ. तुझपर बलिदान मैं चढउं=તારાપર એ શક્તિઓનું બલિદાન હું ચઢાઉં.

# "વાપરવા સંબંધી સૂચના."



૧—જરૂર પડે બીજા ને ત્રીજા પુસ્તકની સમજુતી જોવા ભલામણ છે.

૨—શ્રુત લેખન માટે અઘરા શબ્દો નીચે પાઠમાંજ ટાંપ કરી લેવાની છે.

૩—પ્રાણી અને વનસ્પતિના પાઠો જે તે સાધન સાથે રાખી સમજવા સહેલા પડશે.

૪—ભૂગોળના પાઠો માટે નકશો સામે રાખી સમજવાના છે.

૬—કવિતાંના મુખપાઠ કવિતા સમજ્યા પછીજ કરવાનો છે.

૭—છેવટના ભાગમાં જે વિશેષ બાબતો આપી છે તે માત્ર વિશેષ જાણવા માટેજ છે.

૮—ઉચ્ચાર પર અને લખાણ પર ખાસ લક્ષની જરૂર છે.

૯—એક કરતાં વધારે સમજુતી આપી હોય ત્યાં અનુકુળ પડે તેજ લેવાની છે, અને તે નીચે ટાંપ કરી રાખવાની છે.

લી૦ લેખકો.

